# સદ્ગુણપ્રાપ્તિનો ઉપાય.




ધર્મના અને

ધર્મ વગરના: સર્વ માટે.

ગુણાનુરાગ,

સદ્ભાવના,

સત્ય વચન,

વીર્ય સંરક્ષણ.

श्री स्था० जै० ज्ञानप्रसारक मंडल........मणको ७ मो.

# સદ્ગુણપ્રાપ્તિનો ઉપાય.

અથવા

## જૈન નામ ધરાવનારાઓએ સાચા જૈન બનવા માટે શું પ્રયાસ કરવું જોઇએ તે સમજાવનાર વ્યવહારોપયોગી વિવેચન.


આદ્ય લેખક,

**પ્રો૦ રવજીભાઈ દેવરાજ.**

સુધારાવધારા સાથે ફરી લખનાર,

**વાડીલાલ મોતીલાલ શાહ.**

'જૈનસમાચાર' સાપ્તાહિક પત્ર અને 'હિંદી જૈનહિતેચ્છુ' માસિક પત્રનો અધિપતિ તથા માલેક; 'જૈનહિતેચ્છુ'નો એડિટર; 'સતી દમયંતી,' 'સમ્યક્ત્વ અથવા ધર્મનો દરવાજો,' 'હિતશિક્ષા,' 'મધુમક્ષિકા,' 'નમીરાજ,' 'શુ. ધર્મતત્વસંગ્રહ' ઈ. નો કર્ત્તા.

**અમદાવાદ.**


एक गुजरातना शोखीन स्था. जैन गृहस्थ तरफथी

**સદુપયોગ માટે ભેટ.**


એપ્રીલ ૧૯૦૭. આવૃત્તિ બીજી, પ્રત ૧૫૦૦

श्री "सत्यविजय" प्रीन्टींग प्रेस—पांचकुवा, અમદાવાદ.

आसंबरो य सेयंबरो व बुद्धो व अहव अन्नो वा।
समभाव भावियप्पा-लहई मुक्खं न संदेहो ॥

દિગમ્બર હો કે શ્વેતામ્બર હો, બૌદ્ધ હો કે અન્યદર્શની હો પણ જેહેનો આત્મા સમભાવવાન્ હોય તે કોઈ પણ શક વગર મુક્તિ મેળવે છે.

* *
*

जं अब्भसेइ जीवो-गुणं च दोषं च इत्थ जम्मंमि।
तं परलोए पावइ अब्भासेणं पुणो तेणं ॥

જીવ, આ જન્મમાં ગુણ અને દોષ એમાંથી જેહેનો અભ્યાસ પાડે (તે અભ્યાસે કરીને) ફરી બીજા જન્મમાં તેહેને જ પામે છે.

# પ્રસ્તાવના (બીજી આવૃત્તિની)

‘ગુણાનુરાગ કુલક’ નામનું ૨૮ ગાથાનું માગધી કાવ્ય (કુલક) વિક્રમની પંદરમી સદીમાં પંડિત શ્રી જિનહર્ષ ગણિ નામના મુનિએ રચેલું, હેમાં ગુણ ઉપર અનુરાગ કરતાં શીખવાનો અચ્છો ઉપદેશ છે. એ ‘કુલક’ ઉપર પ્રો. રવજીભાઈ દેવરાજે લંબાણ વિવેચન કરીને આજના જમાનાને એક અવશ્ય ઉપયોગી પુસ્તક લખ્યું અને હેને વિક્રમ સંવત ૧૯૬૧ માં ‘સદ્ગુણ પ્રશંસા’ એ નામથી કચ્છનિવાસી સખી ગૃહસ્થ હરશીભાઈ દેવરાજે ધર્મવૃદ્ધિ અર્થે મફત વહેંચવા પ્રસિદ્ધ કર્યું.

આ પુસ્તકની એક પ્રત પ્રો૦ રવજીભાઈએ મ્હારા ‘જૈન સમાચાર’ સાપ્તાહિક પત્રમાં ‘રિવ્યુ’ લેવા મોકલી. આ પ્રમાણે એ ઉત્તમ પુસ્તક મ્હારા વાંચવામાં આવતાં મ્હને પરમ આનંદ થયો. અને કેટલાક સુધારા-વધારા સાથે એ પુસ્તકની બીજી આવૃત્તિ છપાવી મફત વહેંચવાની ગોઠવણ કરવા મ્હને ઈચ્છા થઈ. સદ્ભાગ્યે એવામાં મ્હારે કાઠિયાવાડના એક શહેરમાં ધા-

મિક સભામાં ભાગ લેવા અર્થે જવાનું થયું અને ત્હાં એક શ્રીમંત સ્વધર્મી સાથે 'જ્ઞાન' અને 'સમભાવ' એ વિષયો ઉપર વાત નીકળતાં એ ગૃહસ્થે મ્હારા વિચારોને પુષ્ટી આપનારૂં કોઈ પુસ્તક છપાવી મફત વહેંચવા ઇચ્છા જણાવી, જ્હેને અંતે આ પુસ્તક સુધારાવધારા સાથે **'સદ્‌ગુણપ્રાપ્તિનો ઉપાય'** એવા નામથી બહાર પાડવાનું હતું.

મ્હારે કહેવું જોઇએ કે, પં. શ્રી જિનહર્ષગણિની કૃતિ જો કે મનહર છે તો પણ પ્રો૦ રવજીભાઇએ હાલનો કલહપ્રેમી જમાનો લક્ષમાં લઈ જે છુટથી વ્યવહારોપયોગી વિવેચન કર્યું છે તે તો મૂળ 'કુલક' કરતાં પણ વધારે પ્રશંસનીય છે. ધર્મ એ 'વાઘણનું દૂધ' છે અને તે માત્ર 'સુવર્ણ પાત્ર' માં જ રહી શકે છે. માટે એ ચીજ મેળવવા **પહેલાં** પાત્ર સુવર્ણનું કરવું જરૂરનું છે. બીજી ક્રિયાઓ અને વિધિઓ કરવા પહેલાં હૃદયપટને વિશુદ્ધ- પ્રેમમય—સરળ—ગુણાનુરાગી કરવું એ અત્યંત આવશ્યકીય છે. અને પ્રો૦ રવજીભાઇએ પાત્ર સુપાત્ર બનાવવા આ પુસ્તકમાં કરેલો ઉપદેશ સચોટ છે, એમ કહેતાં મ્હને અલૌકિક આનંદ થાય છે.

જૈન શૈલિ સ્યાદ્વાદમયી છે અને એટલા માટે 'સમભાવ' એ શબ્દને અત્યંત નિશ્ચય નયમાં નહિ ઉતારતાં 'વ્યવહાર નય' પણ સાચવવાની સૂચના, આ પુસ્તકનો ઉપદેશ એકદેશીય ન ગણાય એટલા માટે, કરવાની જરૂર છે. સર્વના ગુણ જોવા અને તે ગુણોનું અનુકરણ કરવું, દોષ તરફ આંખ આડા કાન

કરવા, પ્રેમ દ્રષ્ટિ રાખવી, હળીમળી ચાલવું: એટલોજ આ પુસ્તકનો ઉપદેશ છે. એથી આગળ વધીને સંપ ખાતર સર્વ ધર્મને—સર્વ ગુરૂને—સર્વ દેવને **એકસરખા** માનવા એમ આ પુસ્તક કહેતું નથી; કારણ કે શ્રી જિનાગમ તેવી માન્યતાને 'અનાભિગ્રહીક મિથ્યાત્વ' કહે છે અને મિથ્યાત્વ તો સંસારનાં ખુડાડનારૂં છે.

'સમભાવ' અને 'અનાભિગ્રહીક મિથ્યાત્વ' એ બે* વચ્ચે અંતર એટલું થોડું છે કે, સામાન્ય માણસો સહેજમાં ભૂલ ખાઇ બેસે અને સદ્‌ગુણની ઇચ્છા છતાં દુર્ગુણમાં લપસી પડે એ બનવા યોગ્ય છે. માટે એક લૌકિક દ્રષ્ટાંતથી ખુલાસો કરવો ઠીક પડશે.

એક માણસ બજારમાં જવા માટે ઘેરથી નીકળ્યો; રસ્તામાં ત્હેને ૫૦૦ માણસો મળ્યા અને પોતાના પિતા પણ મળ્યા. પિતાને 'પિતાજી' કહી નમસ્કાર કર્યા પણ પેલા ૫૦૦ ને બીલકુલ બોલાવ્યા નહિ. શું પોતાને 'પિતાજી' નહિ કહેવા માટે પેલા ૫૦૦ માણસો ત્હેને મીજાજી—મદાંધ કે અવિવેકી કહી શકશે? અગર શું ત્હેણે તે ૫૦૦ ને પણ 'પિતાજી' કહ્યા હોત તો વ્યાજબી કર્યું કહેવાત? 'પિતા' તરીકેનું અભિધાન અને સન્માન માત્ર ત્હેનાજ માટે છે કે જહેણે જન્મ આપ્યો હોય. તેમજ જેઓ એવા ઉપકારી નથી તેઓ પણ થુંકવા લાયક

* એવીજ રીતે કરકસર અને કૃપણતા, ભક્તિ અને ધર્મઘેલછા, ઉદારતા અને ઉડાઉપણું ઇત્યાદિ વચ્ચે પણ બારીક તફાવત છે.

અને 'નીચ—દુષ્ટ' આદિ ગાળોવડે અપમાન પહોંચાડવા લાયક તો નથીજ.

મતલબ કે જે જે આપણને ઉપકારી—આદરણીય જણાય તે તે ગ્રહણ કરવું—ત્હેની પ્રશંસા કરવી, પરન્તુ જે અનાદરણીય જણાય—નુકશાનકારક અને મિથ્યાત્વ ખાડમાં હોમનાર જણાય તેવાં કામો—બનાવો—પ્રાણીઓ અને બીજે તરફ તિરસ્કાર કે અપમાનના શબ્દો નહિ ઉચ્ચારતાં મૌનપણે પોતાનું કામ કર્યા જવું. જેમ ત્હેનું વાંકું બોલવું નહિ તેમ સમભાવની વ્યાખ્યા ખોટા અર્થમાં લઈને ત્હેમાં ભળતા પણ રહેવું નહિ; ઉદાસીન (apathteic) વૃત્તિ રાખવી.

એક બીજી વાત પણ જતી કરવા જેવી નથી. ધર્મ સમ્બન્ધી 'અભિમાન' અને 'ઝનુન' એ બે શબ્દો વચ્ચેનો તફાવત પણ સમજવો જોઈએ છે. 'અભિમાન' એ સદ્ગુણ છે અને 'ઝનુન' એ દુર્ગુણ છે. અભિમાન એ સાત્વિક ગુણ છે અને ઝનુન એ તામસ ગુણ છે. અભિમાનની જરૂર છે; કારણ કે તે હોય તોજ ધર્મકાર્ય થઈ શકે. ઝનુનથી માત્ર કલેપટંટા—ગાળાગાળી અને નિંદા થાય છે, કે જે ઉલટું ધર્મને નિર્મૂળ કરે છે. 'હું અમુક ઉત્તમ કુળમાં જન્મ્યો,' 'હું અમુક ઉત્તમ ધર્મ પામ્યો' એવું અભિમાન રાખી એ કૂળ કે એ ધર્મને દીપાવવાનાં કામ કર્યાજ કરવાં એ જરૂરનું છે. પણ ત્હેમાં અહંપદ, તામસી પ્રકૃતિ મુદ્દલ ન જોઈએ.

'ઉકરડમાંથી પણ રત્ન લેવું' એવી લૌકિક કહેવતમાં ઉંડો

અર્થ રહેલો છે. સદ્દગુણ જ્યહાં હોય ત્યહાં વંદનીય જ છે. ત્યહાં ગચ્છ—કુળ—દેશ કે વેશની ખેંચાખેંચી રાખનાર માણસ કર્મબંધન કરે છે.

આ પુસ્તકમાં આવો સરસ ઉપદેશ આપી પ્રથમ તો હૃદયપટને શોધને વિશુદ્ધ કરવામાં આવે છે અને પછી 'શ્રાવકના ગુણ,' 'વ્યવહાર શુદ્ધિ,' 'હાનીકારક રીવાજોનો ત્યાગ' ઇત્યાદિનો ઉપદેશ કરવાના પ્રસંગો લીધા છે. આ પદ્ધતિ સ્તુત્ય છે.

મ્હારી મતિ અનુસાર મ્હેં કેટલીક જગાએ ફેરફાર અને વધારો કર્યો છે અને તે માટે મૂળ લેખકની પરવાનગી લીધી છે. વેદાંતપારંગામી મરહુમ સ્વામી શ્રી વિવેકાનંદ અને વિદ્વાન અમેરિકન લેખક જેઇમ્સ એલનના અતિ સુંદર વિચારો એમના પોતાનાજ શબ્દોમાં ટાંકયા છે, કે જે અંગ્રેજી ભાષા જાણનારને શેક્સપીઅરના નાટક કરતાં પણ વધારે આલ્હાદક થઇ પડશે.

વાચક વર્ગ આ પુસ્તક જો લક્ષપૂર્વક વાંચશે તો તે ત્હેમાંના દોષો માટે ઠપકો નહિ આપતાં **ગુણનાજ અનુરાગી** થશે, એ કહેવાની જરૂર નથી.

**'જૈનસમાચાર' ઑફિસ.**
અમદાવાદ, તા. ૭—૫—૦૭ } **વા. મો. શાહ.**

# પ્રસ્તાવના (પહેલી આવૃત્તિની)

આ ચરાચર સૃષ્ટિની અંદર મનુષ્ય પ્રાણિને જે શક્તિઓ પ્રાપ્ત થયેલી છે, હેનો જો સદુપયોગ કરવામાં આવે તો આ મનુષ્યભવ સર્વ સુખ પામવાનું મૂળસ્થાન થઇ પડે. મનુષ્યપ્રકૃતિનું બંધારણ જ કંઈ વિલક્ષણ છે. તે જો પોતાની શક્તિઓની ખીલવણી કરે તો હેને મુક્તિ પણ અસાધ્ય નથી.

અદૃશ્ય રહેલી દેવસૃષ્ટિમાં ભોગવવામાં આવતા આનંદનું બીજ પણ મનુષ્યપણામાં જ રોપાય છે. મનુષ્ય કરતાં દેવો વધુ સુખી ગણાય છે, પણ દેવપણામાં કોઇ કેવળજ્ઞાની, તીર્થંકર, અથવા મુક્તિ પામનાર નથી થતો હેનું શું કારણ? એજ કે મનુષ્યની માનસિક શક્તિ પ્રયત્નથી ખીલતી રહી ઉત્કૃષ્ટપણાને પહોંચી શકે છે; પણ દેવોની માનસિક શક્તિ તેટલીહદે ખીલી શકતી નથી.

માટે મનુષ્યભવ એ સુખદુઃખ પામવાનું મધ્યસ્થાન છે. અહીંથી તમે ચાહો તો પૂર્ણ સુખે પહોંચી શકો અને ચાહો તો પૂર્ણ દુઃખે પણ પહોંચી શકો.

આ રીતે મનુષ્યનું મનોબળ દેવતાના મનોબળથી પણ ચઢિયાતું છે.

આ મનોબળ અથવા મનઃપરિણામ આત્મબળની પ્રેરણા પ્રમાણે ચાલ્યાં કરે છે; અને **આત્મબળનો પ્રકાશ મનુષ્યપણામાં પરિપૂર્ણ હદસુધી થઇ શકે છે.** આથી કરીને શાસ્ત્રકારોએ કહેલું છે કે:—

# दुल्लहो माणुस्सो जम्मो.

मनुष्यनो भव पामवो अति दुर्लभ छे.

અનાદિકાળથી આ જીવ **સંસારમાં** રહેલો છે, ત્હાં અનાદિકાળથી સૂક્ષ્મ નિગોદરૂપે રહી રહીને ત્હાંથી બાદર નિગોદમાં આવી ચ્હડે છે. ત્હાં પણ પુષ્કળ વખત ગાળીને વનસ્પતિકાયની મહાન સ્થિતિ પૂરી કરી શેષ એકેંદ્રિયપણું પામે છે. આ ઉત્ક્રાંતિ (evolution) ના વખતનો વિચાર કરતાં આપણને ધ્રુજારી છૂટે એટલો કાળ પસાર થાય છે. માટે યોગ્યતા સિવાય ઉત્ક્રાંતિ થાય જ નહિ એ ન્યાયસિદ્ધ વાત છે.

એકેંદ્રિયપણામાં રઝળી રઝળી મહામુસીબતે ક્રમે ક્રમે, ધીમે ધીમે, પાયરી દરપાયરી, પોતાની યોગ્યતામાં જરા જરા વધારો કરતો કરતો આ જીવ દ્વીંદ્રિય, ત્રીંદ્રીય, ચતુરિંદ્રિયરૂપ વિકલેંદ્રિય પણામાં ચ્હડતો થકો પુષ્કળ કાળ પસાર કરે છે. આટલી **હદે** ચ્હડયા છતાં ત્હેને **મનોબળ** પ્રાપ્ત થયેલું હોતું નથી. તેથીજ અહીં સૂધીની ત્હેની બહુજ ધીમે ધીમે ઉત્ક્રાંતિ થાય છે. કારણ કે મનોબળ શિવાય કેવળ કર્મપરિપાકના આધારે ઉપર વધવામાં પુષ્કળ કાળક્ષેપ થવા શિવાય કશો બીજો આરોજ નથી.

બાદ આ જીવ ત્હાંથી પંચેંદ્રિય તિર્યંચપણામાં ચ્હડે છે. અહીં ત્હેને **પેહેલ પ્રથમ** મનોબળ પ્રાપ્ત થતું હોવાથી તે માત્ર **અંગજ્ઞાનરૂપે**—હીનરૂપમાં ઉપલબ્ધ થાય છે. ત્હાં પણ ક્રમે ક્રમે આ જીવ ઉંચી પાયરીએ ચ્હડે છે. કારણ કે મનોબળ પ્રાપ્ત થયા છતાં પણ તે **હીનરૂપમાં** હોવાથી હજુ **ધીમે ધીમેજ**

**ત્હેની ઉત્ક્રાંતિ થાય** છે. તેથી તિર્યંચયોનિના વિવિધ પ્રકારોમાં રખડતાં રખડતાં પણ ઘણો કાળ જાય છે. એટલુંજ નહિ પણ આ સ્થળે ત્હેને મનોબળ પ્રાપ્ત થએલ હોવાથી બહુધા ત્હેનો તે **દુરૂપયોગ** કરતો હોવાથી **વચ્ચે વચ્ચે નારકપણાની સૃષ્ટિમાં દાખલ થઇ પુષ્કળ કાળક્ષેપ કરે છે,** અને અહીં તિર્યગ્યોનિમાં તેવા મનોબળના લીધે આ જીવની નિયમિત ઉત્ક્રાંતિ ( evolution ) નહિ થતાં ઉત્ક્રાંતિ અને અપક્રાંતિ **બન્ને** સાથે થવા માંડે છે, તેથી અહીં આ જીવ જાણે હીંડોળે રહડેલો રહે છે, તેથી ઉંચો થતાં થતાં બહુકાળે ઉત્ક્રાંત થાય છે.

આ રીતે પર્વતમાંથી નીચાણમાં વહેતી નદીમાં પર્વતના ખડકપરથી પડેલો બેડોળ પત્થર પાણીના પ્રવાહમાં તણાતો તણાતો ઘસાઇ પીસાઇને આખરે અર્ધે રસ્તે આવતાં તદ્દન ગોળાકાર ધારણ કરે છે; તેમ આ જીવ અહીં સુધી આવીને આ સંસારનો અર્ધો રસ્તો પસાર કરે છે, **ત્‍હારે તે મનુષ્ય થવાને લાયક બને છે.** પણ આટલો રસ્તો પસાર કરતાં જે અનંતકાળ વ્યતીત કરવો પડે છે ત્હેનો જો આપણે સૂક્ષ્મબુદ્ધિથી ધ્યાનપૂર્વક વિચાર કરીયે તો ખચિત આપણને નિશ્ચય થાય કે મનુષ્યભવ દુર્લભ હોવાનું શાસ્ત્રકાર જ્ઞાની પુરૂષોનું ઉપર જણાવેલું મહાવાક્ય યથાર્થ છે.

મનુષ્યભવની દુર્લભતા માટે શાસ્ત્રકારોએ દશ દૃષ્ટાંતો આપીને અચ્છી રીતે ચિતાર આપ્યો છે, પણ અત્રે કથાઓથી સમજાવ્યા કરતાં ખાસ વિવેચનથીજ સમજ આપવાનો ઉદ્દેશ હોવાથી તે




દૃષ્ટાંતોની કથાઓ લખીને વાંચનારાઓનો વખત રોકવાની જરૂર નથી. કારણ કે બાળવર્ગને કથાઓથી ઠીક બોધ થાય છે પણ મધ્યમવર્ગના જનોને વિવેચનથીજ સમજ આપવી વધારે સારી છે.

આ રીતે પ્રબળ પુણ્યના પરિપાકથી, મહામુશીબતે, મ્હોટો કાળક્ષેપ કરવાના જોખમે, આ સર્વ સુખ સાધ્ય કરવામાં સમર્થ, ઉત્કૃષ્ટ વેગશાળી મનોબળવાળો મનુષ્યભવ આપણને પ્રાપ્ત થયો છે; અને તે સર્વ પ્રકારના દેવતાઓના ભવોથી પણ ઉત્તમ તરીકે શાસ્ત્રકારોએ ગણેલો છે; છતાં આપણે તે મનુષ્યભવમાં પ્રાપ્ત થયેલી ઉત્તમ શક્તિઓની કેટલી ઓછી કદર પિછાણીએ છીયે તે જ્યારે હું તમને વિગતવાર સમજાવીશ ત્હારે તમો એક અવાજે બોલશો કે આપણે તેમ કરવામાં ખરી મૂર્ખાઈ કરીયે છીયે.

આપણને મળેલી શક્તિઓ કેટલી ઉચ્ચતમ છે ત્હેનો જરા વિચાર કરો! એનો ખ્યાલ, મનુષ્ય કેવાં કેવાં આશ્ચર્યકારક કામો કરી શકે છે તે ઉપરથી, તરત આવી શકશે. મનુષ્ય બોલી શકે છે, સમજી શકે છે, ઓળખી શકે છે, વિચારી શકે છે, યાદ રાખી શકે છે, પરીક્ષા કરી શકે છે, અનુમાન કરી શકે છે, ઉંડા અનુભવ કરી શકે છે, વિકારોને વશ કરી શકે છે, શીખીને સુધરી શકે છે, મહાવિદ્વાન થઈ શકે છે, મહાશોધક થઈ શકે છે, દેશવિદેશ જઈ શકે છે, ઉત્તમ ભાવનાઓ ભાવી શકે છે, સ્વતંત્રતા મેળવી શકે છે, અને છેવટ પૂર્ણ મુક્તિ પણ પામી શકે છે. ટુંકામાં કહિયે તો મનુષ્યને કશું અસાધ્ય છે જ નહિ.

મનુષ્યને મળેલી વાક્શક્તિ કેટલી ઉત્તમતા ધરાવે છે તથા





ત્હેના યોગે મનુષ્યને કેટલું બધું સામાજિકજ્ઞાન પ્રાપ્ત થાય છે તે વિચારો ! જૂદા જૂદા સ્વરોચ્ચાર તથા જૂદા જૂદા વ્યંજનોચ્ચારથી ક્રોડોગમે જૂદા જૂદા શબ્દો બોલી તથા ત્હેમના બળે વચન–વિભક્તિ–લિંગ–કાળ–વગેરે અનેક વ્યાકરણના નિયમોથી ઘટિત થયેલી વાક્ય રચનાવડે મનુષ્યપ્રાણી સહજસહજમાં જ કેટલું બધું સમજી–જાણાવી શકે છે !

મનોબળથી મનુષ્ય કેટલું બધું શોધી શકે છે તે વિચારોઃ—ગણિતશાસ્ત્ર, જ્યોતિઃશાસ્ત્ર, ઇતિહાસ, ન્યાય, વિજ્ઞાન, વગેરે અનેક શાસ્ત્રોમાં કેટલું બધું મનોબળ વપરાયું હશે !

ત્હારે આપણે આવી ઉત્તમ શક્તિઓવાળું મનુષ્યપણું પામી તે શક્તિઓનો સરસમાં સરસ લાભ કેમ લઇ શકાય તે સંબંધી જ્ઞાન મેળવવું તથા તે પ્રમાણે વર્તવું એ કેટલું જરૂરનું છે તે વિચારો.

આપણું મનોબળ યા મનઃપરિણામ જો રૂડી રીતે સુધારીને આપણે આપણી ચાલચલણ તે પ્રમાણે રાખીએ તો ખચિત મહાસુખી થઇએ.

હવે વિચારવાનું એટલું જ છે કે, આપણું મનઃપરિણામ કેવી રીતે સુધરીને મજબૂત થાય ? આ સવાલનો જવાબ એ જ છે કે, આપણે આપણા હૃદયમાં જો ગુણાનુરાગ એટલે કે ગુણોતરૂપ પ્રેમ રાખીયે તોજ મન શુદ્ધ બને.

પ્રો૦ ર૦ દે૦

# Religion no argumentation but realization.

Religion is not doctrines, nor dogmas, nor intellectual argumentation; *it is being and becoming; it is realization.* We hear everybody talking about God and soul, and all the mysteries of the universe, but if you will take them one by one, and ask them, "Have you realized the God? Have you seen your soul?" how many dare say they have? And yet they are all fighting! I remember once, in India, representatives of different sects got together, and began to dispute. One said that the only God was Siva; another said the only God was Vishnu, and so on, and there was no end to their discussions. A sage was passing that way, and he was invited by the dis-

putants to join with them. He went there, and the first question he asked was of the man who was claiming Siva as the greatest God; "Have you seen Siva? Are you acquainted with Him? If not how do you know He is the greatest God?" He asked the same question of the other party; "Have you seen Vishnu?" And after asking this question of all of them, it was found out that not one of them had known anything of God; and that was why they were disputing so much; had they really known, they would not have been disputing. When a jar is being filled, it makes all sorts of noises, but when it is full, it is calm and silent; it has known the truth. So, the very fact of these disputations and fightings among sects, shows that religion, to them, is a mere mass of brothy words, to be written in books.

—**Swami Vivekananda.**

## Selfless Love.

The world does not understand the Love that is selfless because it is engrossed in the pursuit of its own pleasures, and cramped within the narrow limits of perishable interests mistaking, in its ignorance, those pleasures and interests for real and abiding things. Caught in the flames of fleshly lusts, and burning with anguish, it sees not the pure and peaceful beauty of Truth. Feeding upon the swinish husks of error and self-delusion, it is shut out from the mansion of all-seeing Love.

Not having this Love, not understanding it, men institute innumerable reforms which involve no inward sacrifice, and each imagines that his reform is going to right the world for ever whilst he himself continues to propagate evil by engaging in it in his own heart. That only can be called reform which tends to reform the human heart, for all evil has its rise *there*, and not until

the world, ceasing from *selfishness* and *party-strife*, has learned the lesson of divine Love, will it realise the Golden Age of universal blessedness.

Let the rich cease to despise the poor, and poor condemn the rich; let the greedy learn how to give, and let the lustful how to grow pure; let the partisan cease from strife, and the uncharitable begin to forgive; let the envious endeavour to rejoice with others, and the slanderers grow ashamed of their conduct. Let men and women take this course, and lo! the Golden Age is at hand. He, therefore, who purifies his own heart is the world's greatest benefactor.

Yet, though the world is and will be for many years to come, shut out from that Age of Gold, which is the realization of selfless Love, you, if you are willing, may enter it now, by rising above your selfish self; if you will pass from prejudice, hatred and condemnation, to gentle and forgiving love.

Where hatred, dislike, and condemnation are, selfless Love does not abide. It resides only in the heart that has ceased from all condemnation

You say, "How can I love the drunkard, the hypocrite, the sneak, the murderer? I am

compelled to dislike and condemn such men."
It is true you cannot love such men *emotionally*, but when you say that you must perforce dislike and condemn them you show that you are not acquainted with the Great over-ruling Love; for it is possible to attain to such a state of interior enlightenment as will enable you to perceive the train of causes by which these men have become as they are, to enter into their intense sufferings, and to know the certainty of their ultimate purification. Possessed of such knowledge it will be utterly imposible for you any longer to dislike or condemn them, and you will always think of them with perfect calmness and deep compassion.

Men, not knowing this Love, constitute themselves judge and executioner of their fellows, forgetting that there is the eternal Judge and Executioner, and in so far as men diviate from them in their own views, their particular reforms and methods, they brand them as fanatical, unbalanced, lacking Judgement, sincerity, and honesty; in so far as others approximate to their own standard do they look upon them as being everything that is admirable. Such are the men who are centred in self. But he whose heart is centred in the

supreme Love does not so brand and classify men; does not seek to convert men to his own views, not to convince them of the superiority of his methods. *Knowing* the Law of Love, he *lives* it, and maintains the same calm attitude of mind and sweetness of heart towards all. The debased and the virtuous, the foolish and the wise, the learned and the unlearned, the selfish and the unselfish receive alike the benediction of his tranquil thought.

He who strives for the attainment of divine Love is ever seeking to overcome the spirit of condemnation, for where there is pure spiritual knowledge, condemnation cannot exist, and only in the heart that has become incapable of condemnation is Love perfected and fully realized.

The Christian condemns the Atheist; the Atheist satirises the Christian; the Catholic and Protestant are ceaselessly engaged in wordy warfare, and the spirit of strife and hatred rules where peace and love should be.

"He that hateth his brother is a murderer," a crucifier of the divine spirit of Love; and until you can regard men of all religions and of no religion with the same impartial spirit, with all

freedom from dislike, and with perfect equanimity, you have yet to strive for that Love which bestows upon its possessor freedom and salvation.

The realization of divine knowledge, selfless Love, utterly destroys the spirit of condemnation, disperses all evil, and lifts the consciousness to that height of pure vision where Love, Goodness, Justice are seen to be universal, supreme, all-conquering, indestructible.

Train your mind in strong, impartial, and gentle thought; train your heart in purity and compassion; train your tongue to silence and to true and stainless speech; so shall you enter the way of holiness and peace, and shall ultimately realize the immortal Love. So living, without seeking to convert, you will teach; not cherishing ambition, the wise will find you out; and without striving to gain men's opinions, you will subdue their hearts. For Love is all-conquering, all-powerful; and the thoughts, and deeds, and words of Love can never perish.

**James Allen.**

# गुणानुरागकुलक.

सयल कल्लाणनिलयं, नमिऊणं तित्थनाहपयकमलं;
परगुणगहणसरूवं, भणामि सोहग्गसिरिजणयं १
उत्तमगुणाणुराओ, निवसइ हिययंमि जस्स पुरिसस्स;
आतित्थयरपयाओ, न दुल्लहा तस्स रिद्धिओ. २
ते धन्ना ते पुन्ना, तेसु पणामो हविज्ज मह निच्चं;
जेसिं गुणाणुराओ, अकित्तिमो होइ अणवरयं. ३
किंबहुणा भणिएणं, किं वा तविएण किं व दाणेणं;
इक्कं गुणाणुरायं, सिक्खह सुक्खाण कुलभवणं. ४
जइवि चरसि तव विउलं, पढसि सुअं करिसि विविहकट्ठाइं;
न धरसि गुणाणुरायं, परेसु ता निप्फलं सयलं. ५
सोऊण गुणुक्करिसं, अन्नस्स करेसि मच्छरं जइवि;
ता नूणं संसारे, पराहवं सहसि सव्वत्थ. ६
गुणवंताण नराणं, ईसाभरतिमिरपूरिओ भणसि;
जइ कहवि दोसलेसं, ता भमसि भवे अपारंमि. ७
जं अब्भसेइ जीवो, गुणं च दोसं च इत्थ जम्मंमि;
तं परलोए पावइ, अब्भासेणं पुणो तेणं. ८

जो जंपइ परदोसे, गुणसयभरिओ वि मच्छरभरेणं;
सो विउसाण मसारो, पलालपुंज व्व पडिभाइ. ९
जो परदोसे गिण्हइ, संतासंतेवि दुट्ठभावेणं;
सो अप्पाणं बंधइ, पावेण निरत्थएणावि. १०
तं नियमा मुत्तव्वं, जत्तो उप्पज्जए कसायग्गी;
तं वत्थुं धारिज्जा जेणो वसमो कसायाणं. ११
जइ इच्छह गुरुयत्तं, तिहुयणमज्झंमि अप्पणो नियमा;
ता सव्वपयत्तेणं, परदोस विवज्जणं कुणह. १२
चउहा पसंसणिज्जा, पुरिसा सव्वुत्तमुत्तमा लोए;
उत्तमउत्तम उत्तम, मज्झिमभावा य सव्वेसिं. १३
जे अहम अहमअहमा, गुरुकम्मा धम्मवज्जिया पुरिसा;
ते विय न निंदणिज्जा, किंतु दया तेसु कायव्वा. १४
पच्चंगुब्भडजुव्वण, वंतीणं सुरहिसारदेहाणं;
जुवईणं मज्झगओ, सव्वुत्तमरूववंतीणं. १५
आजम्मबंभयारी, मणवयकाएहि जो धरइ सीलं;
सव्वुत्तमुत्तमो पुण, सो पुरिसो सव्वनमणिज्जो. १६
एवंविहजुवइगओ, जो रागी हुज्ज कहवि इगसमयं;
बीयसमयंमि निंदइ, तं पावं सव्वभावेणं. १७
जम्मंमि तम्मि न पुणो, हविज्ज रागो मणंमि जस्स कया;
सो होइ उत्तमोत्तम-रूवो पुरिसो महासत्तो. १८
पिच्छइ जुवइरूवं, मणसा चिंतेइ अहव खण मेगं;
जो नायरइ अकज्जं, पत्थिज्जं तो वि इत्थीहिं. १९

साहू वा सड्ढो वा, सदारसंतोससायरो हुज्जा;
सो उत्तमो मणुस्सो, नायव्वो थोवसंसारो. २०
पुरिसत्थेसु पवट्टइ, जो पुरिसो धम्मअत्थपमुहेसु;
अन्नुन्न मव्वाबाहं, मज्झिमरूवो हवइ एसो. २१
एएसि पुरिसाणं, जइ गुणगहणं करेसि बहुमाणा;
तो आसन्नसिवसुहो, होसि तुमं नत्थि संदेहो. २२
पासत्थाइसु अहुणा, संजमसिढिलेसु मुक्कजोगेसु;
नो गरिहा कायव्वा, नेव पसंसा सहामज्झे. २३
काऊण तेसु करुणं, जइ मन्नइ तो पयासए मग्गं;
अह रूसइ तो नियमा, न तेसि दोसं पयासेइ. २४
संपइ दूसमसमए, दीसइ थोवो वि जस्स धम्मगुणो;
बहुमाणो कायव्वो, तस्स सया धम्मबुद्धीए. २५
जइ परगच्छि सगच्छे, जे संविग्गा बहुस्सुया मुणिणो;
तेसिं गुणाणुरायं, मा मुंचसु मच्छरप्पहओ. २६
गुणरयणमंडियाणं, बहुमाणं जो करेइ सुद्धमणो;
सुलहा अन्नभवंमि य, तस्स गुणा हुंति नियमेणं. २७
एयं गुणाणुरायं, सम्मं जो धरइ धरणि मज्झंमि;
सिरिसोमसुंदरपयं, सो पावइ सव्वनमणिज्जं. २८

(इति गुणानुरागकुलकं पूज्य पं० जिनहर्षगणिभिः कृतं.)

# સદ્ગુણપ્રાપ્તિનો ઉપાય: ગુણાનુરાગ.

મન વચન અને શરીર શુભ માર્ગે જોડી શુદ્ધ રાખીયે તે 'સદ્ગુણ' અને અશુભ માર્ગે જોડી અશુદ્ધ કરીયે તે 'દુર્ગુણ'. એમ સદ્ગુણ-દુર્ગુણની સામાન્ય વ્યાખ્યા છે. સદ્ગુણને ટુંકામાં 'ગુણ' કહેવામાં પણ કંઇ વાંધો આવતો નથી.

વ્યવહાર નયે જોતાં, વનસ્પતિ તથા જનાવરોમાં જન્મથી જેવા સદ્ગુણ કે દુર્ગુણ હોય છે તે પ્રાયઃ હમેશાં કાયમ રહે છે; આંબાના ગુણો તેના તેજ કાયમ રહે છે તેમ લીંબડાની કડવાશ પણ કેમે કરી ટાળી શકાતી નથી. એ જ રીતે ગાય શાંત સ્વભાવવાળી હોય છે તે પ્રાયઃ ક્રૂર થતી નથી અને સિંહ ક્રૂર સ્વભાવવાળો હોય છે તે પ્રાયઃ શાંત થતો નથી. આ રીતે વનસ્પતિ તથા જનાવરોમાં પ્રાયઃ **પ્રાકૃતિક** ગુણો રહ્યા છે; જો કે તેઓમાં પણ ક્વચિત્ કારણયોગે પ્રકૃતિફેર થતો સંભળાય છે, તોપણ તે બહુ વિરલો.

પરન્તુ **મનુષ્ય** પ્રાણિમાં તેહનાથી કાંઇક વિલક્ષણતા દેખાય છે. કારણ કે તેહનામાં કંઇ જન્મ સાથે જ સઘળા સદ્-

ગુણ દુર્ગુણ દાખલ થાય છે તેમ નથી, કિંતુ તે તો જેમ જેમ ઉમર લાયક થતો જાય છે તેમ તેમ આસપાસના સંસર્ગ પરિચય ઉપરથી હેના મનરૂપી આદર્શમાં સદ્‌ગુણો અથવા દુર્ગુણોની છાપ પડતી રહીને તે સુદૃઢ થતી જાય છે. જો કે આ વાત પણ સાચી છે કે ગર્ભમાં પણ હેના માબાપની ખાસિયતો પ્રમાણે માણસની સારી નરસી ખાસિયતો બંધાય છે; છતાં તે એટલી નરમ હોય છે કે તેઓ પાછળથી પડવાડેના સંસર્ગથી દબાવવામાં આવે તો દબાઈ જાય છે. તેથીજ આ એક અવલોકનસિદ્ધ વાત છે કે દરેક બાળક હેના બાળપણમાં જ્હાંસુધી હેને વધુ વિવેક નહિ આવ્યો હોય ત્હાં સુધી ભદ્રપરિણામી અને નિર્દોષ જેવો દેખાય છે.

માટે મનુષ્ય પ્રાણીના સદ્‌ગુણો અને દુર્ગુણો **પ્રાકૃતિક** હોવા કરતાં **સાંસર્ગિક** વધુ સિદ્ધ થાય છે, અને તેથી જ બાળકના કોમળ અંતઃકરણમાં માબાપના સહવાસથી, ત્યારબાદ ભાઈબ્હેનના સહવાસથી, તથા ત્યારબાદ સોબતીઓના **સમાગમથી**, તથા શિક્ષકના પરિચયથી સદ્‌ગુણો અથવા દુર્ગુણોનાં બીજ રોપાય છે, અને તે આગળ વધતાં વધતાં સુદૃઢ થતા જાય છે. આવી રીતે ઉપક્રમ થતો ચાલુ રહેછે. તેથી જ શાસ્ત્રમાં કહેવાય છે કેઃ—

**“ प्रायेणाधममध्यमोत्तमगुणाः संसर्गतः स्युर्नृणाम्. ”**

એટલે કે, ઘણું કરીને માણસોના સારાનરસા ગુણો **સોબતથી** થાય છે.

આમ હોવાથી જ, ગમે તેવો દુર્ગુણી મનુષ્ય પણ જો સદ્ગુણો તરફ ખેંચાઇને પોતાના મનને કાબુમાં રાખી સદ્ગુણી થવા પ્રયત્ન કરે તો અવશ્ય તે સદ્ગુણી થાય. એ વાત નિઃસંશય છે.

જ્યારે આમ છે ત્યારે મનુષ્ય પ્રાણીએ હિમ્મત રાખી સદ્ગુણી થવા પ્રયત્ન કરવો ઘટે છે અને ઉપદેશકોએ પણ આજકાલ કેવળ સદ્ગુણો તરફ શ્રોતા જનોની તીવ્ર લાગણી ખેંચાય તેવો ઉપદેશ આપવાની જરૂર છે.

હવે ત્યારે મનુષ્ય સદ્ગુણી કેમ થઇ શકે હેના માટે જે ઉપાય છે તે એ જ છે કે, **ગુણો ઉપર હેને આકર્ષિત કરવો.** આનું જ નામ 'ગુણાનુરાગ' છે. ગુણો એટલે સદ્ગુણો, હેમના વિષે અનુરાગ એટલે પ્રેમ, તે 'ગુણાનુરાગ.' જ્યારે મનુષ્યના અંતઃકરણમાં ગુણાનુરાગ ઉત્પન્ન થાય છે, ત્યારે તે **આપોઆપ** ગુણવાન્ થતો જાય છે. હેની **દૃષ્ટિ** ગુણો તરફ રહેલી હોવાથી તે ગુણવાન્ જનોના ગુણો જોઇ હેમના તરફ **બહુમાન** રાખે છે. અને ગુણ**ગ્રાહી** બને છે. ગુણાનુરાગી પુરૂષ કદાગ્રહથી રહિત હોય છે; કારણ કે તે કેવળ ગુણપક્ષપાતી જ રહે છે, તેથી હેનામાં અહંકાર અને મમકારનું જોર હોતું નથી. ગુણાનુરાગી પુરૂષ પોતાને અલ્પગુણી જુવે છે અને તેથી તે અહંકારી બનતો નથી, કિંતુ સદા નમ્ર રહે છે, એથી કરીને તે ગુણીજનોના ગુણોની સ્તુતિ કરતો રહે છે, અને હેમના ગુણો ઉપર અનુરાગ રાખી મત્સરથી વેગળો રહેછે. આ ઉપરથી 'ગુણાનુરાગ' એ શબ્દમાં કેટલું ગાંભીર્ય રહેલું છે તે જણાઇ રહે છે.

માટે આપણે ગુણાનુરાગી થઇને પરાયા ગુણો જોઇ પ્રમોદ રાખવો જોઇએ અને પરાયા દોષ જોઇ હેમની નિંદાથી વેગળા રહેવું જોઇએ. આ ધોરણે આપણે ચાલીએ તો જ આપણે ખરેખરા ગુણાનુરાગી ગણાઇએ. જ્યાં સુધી આપણે મ્હારૂં ત્હારૂં કરીને કદાગ્રહમાં મસ્ત રહી મનમાં ઇર્ષ્યા અને મત્સર રાખી દરેક જણના અવગુણ જ શોધતા રહીને પરનિંદક બનીએ ત્યાં સુધી આપણે ગુણાનુરાગી કેમ હોઇએ? આ વાતનો ઉપદેશ આપવા માટે ગ્રંથકાર શ્રીજિનહર્ષગણિ મંગળાચરણ કરવાની સાથે ગ્રંથમાં જે વાત ઉપર બોલવાનું છે તે વાતની સંક્ષિપમાં હકીકત રજુ કરે છે:—

## મૂળ ગાથા.

**सयलकल्लाणनिलयं–नमिऊणं तित्थनाहपयकमलं,**
**परगुणगहणसरूवं–भणामि सोहग्गसिरिजणयं ॥ १ ॥**

**અર્થ:**—સકલ કલ્યાણના નિવાસસ્થાન તીર્થંકર ભગવાનના ચરણકમળને નમીને સૌભાગ્યશ્રીકારક એવું પરાયા ગુણોને ગ્રહણ કરવાનું સ્વરૂપ કહું છું. ॥ ૧ ॥

## ભાવાર્થ—

જે પુરૂષ સર્વ સદ્‌ગુણોના નિધાન હોઇને, તેવા ગુણો જગતમાં ફેલાવવા માટે યોગ્ય ઉપદેશ આપીને સંસારસમુદ્રથી તારનાર દયા માર્ગની સ્થાપના કરી હેની વૃદ્ધિ કરે છે, તે **તીર્થંકર** કહેવાય છે. આવા પુરૂષોના ચરણકમળની સેવા કર્યાથી

હેના સેવકોમાં પણ સદ્દગુણોની છાપ પડે છે. સદ્દગુણોની છાપ પડવાથી તે સેવકો સર્વ કલ્યાણ સાધી શકે છે. માટે પોતાનું કલ્યાણ સાધવા ઈચ્છનાર આ ગ્રંથકાર તેવા તીર્થનાથ શ્રી મહાવીર પ્રભુના ચરણે નમન કરે છે.

આવા ગુણનિધાન પુરુષના તરફ જો ખરા પ્રેમથી અને ખરી રીતે ફક્ત એકવારજ નમસ્કાર કરવામાં આવે તો પણ તે સંસાર સમુદ્રથી હેને તારવા સમર્થ થાય છે. જે માટે કહેવામાં આવે છે કે:—

**इक्कोवि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स ।**
**संसारसागराओ, तारेइ नरं व नारिं वा ॥**

**અર્થ:**—જિનવરમાં વૃષભ સમાન ધુરંધર વર્દ્ધમાનસ્વામિના તરફ કરેલો માત્ર એક નમસ્કાર પણ નર અથવા નારીને સંસારસાગરથી તારે છે.

કોઈ કહેશે કે, તે ભગવાન તો આજે વિદ્યમાન નથી તો પછી હેમના ચરણે શી રીતે નમાય? હેના માટે એ ઉત્તર છે કે, **માનસિક સંકલ્પથી હેમને યાદ કરતાં અનુક્રમે આપણને દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થાય છે** અને હેના જોરથી આપણે હેમનાં માનસિક દર્શન કરી શકીયે છીયે, અને માનસિક દર્શન થતાં હેમને નમન પણ કરી શકીએ.

ખરાં દર્શન અને ખરૂં નમન તે **ભાવદર્શન** અને **ભાવનમન** છે, જે માટે શ્રીજિનવલ્લભસૂરિએ કહ્યું છે કે:—

**तुम मच्छीहि न दीससि–नारःहिज्जसि पभूयपूयाहिं।**
**किंतु गुरुभत्तिराएण–वयणपरिपालणेणं च ॥**

અર્થઃ—હે ભગવન્! તું આંખોથી દેખાતો નથી, તેમજ ઘણી ઘણી પૂજાઓથી પણ કંઈ ત્હારી આરાધના થઇ શકતી નથી; કિંતુ ભારે **ભકિતરાગથી** ત્હારાં **દર્શન** થાય છે અને **ત્હારાં વચન પાળવાથી** ત્હારી **આરાધના** થાય છે.

માટે તીર્થંકર ભગવાનને ત્હેમના **ગુણોદ્વારા** આપણા મનમાં યાદ કરી પૂર્ણ પ્રેમથી ત્હેમના તરફ નમીને ત્હેમની આજ્ઞા-પાલન કર્યાથીજ સર્વ કલ્યાણ સિદ્ધ થાય છે.

ભગવાનની આજ્ઞા એ છે કે, **જેમ રાગદ્વેષ ઓછા થાય તેમ પ્રવર્તવું**; આ પ્રધાન આજ્ઞાનો જો આપણે ભંગ કરી ઇર્ષ્યા, મત્સર, કલહ, નિંદા વિગેરે કરવામાં તત્પર રહીયે તો પછી કેવળ દ્રવ્ય નમસ્કારથી આપણું શી રીતે કલ્યાણ થાય ?

એટલા માટે ગ્રંથકાર આગળ વધી કહે છે કે, પારકા તરફ મત્સર ન રાખતાં ત્હેનાં ગુણ ગ્રહણ કરવા જોઇએ. અર્થાત્ પારકા **ગુણ જોઇ આનંદિત થઇ** ત્હેનાં વખાણ કરવાં જોઇયે.

પારકા ગુણ ગાવાથી **આપણામાં ત્હેની છાયા પડતાં** આપણું સૌભાગ્ય પ્રકાશિત થઇ ત્હેની શોભા વધે છે. માટે કોઇની નિંદા નહિ કરતાં ગુણી પુરૂષોના ગુણ બોલી આપણે આપણું સૌભાગ્ય વધારવું જોઇયે.

આ ભાવાર્થ ઉપરથી બે સાર નીકળે છે તે આ પ્રમાણે

કે, એક તો, આપણે **કલ્યાણાર્થી** થવું; અને બીજું એ કે, **ગુણગ્રાહી** થવું. શ્રી જિનવલ્લભસૂરિએ 'સંઘપટ્ટક'ના બીજા કાવ્યમાં, કોને ઉપદેશ આપવો જોઈએ એના ખુલાસામાં જણાવ્યું છે કે,—

**कल्याणाभिनिवेशवा निति गुणग्राहीति०**

જે કલ્યાણ કરવા માટે દઢ અભિલાષાવાળો હોય ત્હેને ઉપદેશ આપવો ઘટારત છે; કારણ કે તેવો પુરૂષ ત્હેમાંથી અવશ્ય સાર ગ્રહણ કરી શકે છે.

હવે ગ્રંથકાર પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે પરગુણગ્રહણનું સ્વરૂપ કહે છે.

## મૂળ ગાથા.

**उत्तमगुणाणुरायो–निवसइ हिययंमि जस्स पुरिसस्स,**
**आ तित्थयरपयाओ–न दुल्लहा तस्स रिद्धिओ ॥ २ ॥**

**અર્થઃ**—જે પુરૂષના હૃદયમાં ઉત્તમ ગુણવાન્ જનો તરફ અનુરાગ વસતો હોય ત્હેને તીર્થંકર પદ સુધીની રિદ્ધિઓ દુર્લભ નથી. ॥ ૨ ॥

## ભાવાર્થ.

**ગુણવાન્** ઉપર અનુરાગ તે પરમાર્થે **ગુણો** ઉપરજ અનુરાગ છે; તેથી જે પુરૂષના અંતઃકરણમાં **ગુણવાન્** જન ઉપર અનુરાગ રહે છે, તે **ગુણો**ની હિમાયતી થવાથી અવશ્ય ગુણવાન્ થાય છે અને જેમ જેમ તે ગુણોમાં આગળ વધે છે તેમ તેમ

હેને સઘળી રિદ્ધિસિદ્ધિ પ્રાપ્ત થતી જાય છે. કારણ કે '**ગુણાનુરાગ**' એ પોતે પણ એક જાતનો **ગુણજ** છે. એ ગુણ પ્રાપ્ત થતાં વિનય ગુણ વધતો રહે છે. વિનય ગુણ વધવાથી બીજા તમામ ગુણોનાં બીજને રોપાવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે, અને તેમ થતાં હેમના પરિપાકે તીર્થંકર પદ મેળવી શકાય તો હેમાં લગારે આશ્ચર્ય જેવું નથી.

આ રીતે ગુણાનુરાગનો **મહિમા** અતિ વિચિત્ર છે, અને તે ખરેખર સત્ય છે. કારણ કે જે ચીજમાં જ્હેનું મન લાગે છે, તે ચીજ હેને મોડી કે વ્હેલી પ્રાપ્ત થાય છે. એ નિયમ પ્રમાણે જ્યારે આપણું **મન** ગુણોમાં અનુરાગી થાય છે ત્હારે હેમાં ગુણોનાં બીજ રોપાય છે. માટે ગુણો **પ્રાપ્ત કરવાનો** એજ ખરો ઉપાય છે કે, **ગુણો તરફ પ્રીતિ** બાંધવી, અને ગુણવંતોની **સોબત** કરવી.

ગુણાનુરાગી પુરૂષના હૃદયમાં **મૈત્રી, પ્રમોદ, કરૂણા** અને **માધ્યસ્થ** એ ચાર ભાવનારૂપ ચાર ગુણો શરૂઆતમાંજ દાખલ થાય છે. કારણ કે ગુણાનુરાગના પ્રતાપે એ ચાર ગુણોના વિરોધી વૈર, મત્સર, દ્વેષ, અને કલેષરૂપ ચાર દુર્ગુણો હેના હૃદમાંથી દૂર ખસેલા હોય છે.

જ્યાં સુધી આપણા હૃદયમાં વૈર, મત્સર, દ્વેષ અને કલેષ ભરાયા રહે છે ત્હાં સુધી હેમાં ગુણાનુરાગ દાખલ થઈ શકતો નથી. માટે હૃદયની શુદ્ધિ કરવા માટે આ ચાર દુર્ગુણો અવશ્ય દૂર કરવા જોઈએ.

પ્રથમ **વૈરને** દૂર કરી જગતના તમામ જીવો (પછી તે એકેંદ્રિય હો કે પંચેંદ્રિય હો, રાક્ષસ હો કે દેવ હો, આર્ય હો કે અનાર્ય હો, સ્વધર્મી હો કે પરધર્મી હો, સ્વગચ્છી હો કે પરગચ્છી હો, તે બધા) ની સાથે આપણા અંતઃકરણથી **મૈત્રી** એટલે **ભ્રાતૃભાવ** રાખવો, એ આપણું મૂળ કર્ત્તવ્ય છે. આવો ઉદારભાવ આપણા હૃદયમાં હમેશાં રહ્યા કરતો હોય તો પછી આપણે ધર્મ નિમિત્તે કશા પણ કજીયા ટંટા ઉભા નહિ કરીશું, એટલું જ નહિ પણ આપણે સર્વે સાથે ભ્રાતૃભાવ રાખતા હોવાથી અને સર્વનું ભલું ચાહતા હોવાથી ધર્મનાં ખરેખરાં બીજો વધારે પ્રમાણમાં ફેલાવવા શક્તિમાન થઇશું.

આપણે આપણા હડહડતા શત્રુ તરફ પણ મૈત્રી રાખી ત્હેનું હિત ચિંતવવું અને કરવું જોઇએ. આ રીતે મૈત્રી દૃઢ થવાથી આપણામાં પરોપકારરૂપ મહાન્ ગુણનો પાયો નંખાય છે, કે જ્હેના પરિણામે તીર્થંકર પદ મેળવી જગત્માત્રના કલ્યાણાર્થે દેહાર્પણ કરી પરમપદપ્રાપ્તિ રૂપ મહા આનંદ મેળવી શકાય છે.

**સકારણ** યા **નિષ્કારણ** એક બીજામાં વૈર રાખવું નીચ માણસનું કામ છે. વૈર રાખવાથી **અંતઃકરણ બળી બળીને દુઃખિત થાય છે,** માટે વૈરને દૂર કરી ભ્રાતૃભાવની લાગણીથી મનને ખુશનુમા અને પવિત્ર કરવું જોઇએ.

જો ત્હમે **પોતાના** કલ્યાણના અર્થી હો, જો ત્હમે ગુણુના અનુરાગી હોઈ ગુણના ગ્રાહક થવા ઇચ્છિતા હો, તો **સૌથી** પહેલાં ત્હમે એવી **પ્રતિજ્ઞા લ્યો કે;—**

## "मित्ती मे सव्वभूएसु—वेरं मज्झ न केणइ"

## 'સર્વ જીવોથી મ્હારે મૈત્રી છે: કોઇથી વૈર નથી.'

ધર્મના કારણે લડાઈ કરવી, ધર્મના કારણે અરસપરસ વિવાદે ચ્હડી એક બીજાને ગાળો ભાંડવી, ધર્મના કારણે એક બીજાની નિંદા કરવી, ધર્મના કારણે કલહ—કંકાસ વધારવા, ધર્મના કારણે તડ પાડી કુસંપ વધારવો, એ બધાં અજ્ઞાનતાનાં ફળ છે. એમ કર્યાથી મૈત્રીભાવ તૂટે છે અને પરિણામે વૈર વિરોધ વધી પડી અશાંતિ ઉભી થાય છે. માટે જો ધર્મનો ખરેખરો ફેલાવો કરવો હોય તો કોઈના પણ પક્ષની અથવા સંસ્થાની નિંદા નહિ કરતાં, તેમજ તકરારી અને ઝઘડાવાળી બાબતોના વિવાદો કરવાનું મુલ્તવી રાખી, **સર્વમાન્ય સદ્ગુણોનો ઉપદેશ કરવો જોઇયે,** કે જેથી ધર્મની વૃદ્ધિ થાય અને વક્તા તથા શ્રોતાનું કલ્યાણ થાય.

હવે બીજો દુર્ગુણ જે **મત્સર** એટલે પારકા ગુણો અથવા પારકી સમૃદ્ધિ જોઈ અદેખાઇથી બળવું તેનો ત્યાગ કરી **પ્રમોદ** ગુણ એટલે **આનંદી સ્વભાવ** ધારણ કરવો જોઇયે; કારણ કે જ્યાં સુધી આપણા મનમાં મત્સર, ઇર્ષ્યા, અદેખાઈ હશે ત્યાં સુધી આપણે ગુણાનુરાગી બની શકનારજ નથી.

મત્સરી માણસની દૃષ્ટિ હમેશાં **દોષગ્રાહક** રહે છે, તેથી તે ગુણિજનના પણ દોષ કહાડી તેની નિંદા કરતો રહે છે. પરનિંદા કરવી એ નીચમાં નીચ કામ છે. માટે મત્સર ટાળીને પ્રમોદ ગુણ ધારણ કરવો જોઇયે, જેથી **ગુણાનુરાગ** તથા **કૃતજ્ઞપણું** નામના ગુણો પ્રાપ્ત થઇ શકે.

ત્રીજો દુર્ગુણ **દ્વેષ,** એ તો ક્રૂરતાનું મૂળ છે. દ્વેષનો ત્યાગ કરી **કરૂણા ભાવના** ભાવવી જોઇયે. જગતમાં કોઇને પણ દુઃખી જોઈ હેનું દુઃખ ટાળવાની ઇચ્છા કરવી તે કરૂણા. કરૂણાભાવથીજ જગતમાં દયા ધર્મનો ફેલાવ થયો છે અને થશે. જ્હેને કરૂણા ન હોય, જ્હેનું ચિત્ત પારકા દુઃખ જોઈ ગળે નહિ પણ ઉલટું રાજી થાય તે પુરૂષ શી રીતે જનકલ્યાણ કરી શકે.

જ્હેના હૃદયમાં કરૂણા રહે છે, તે શત્રુના ઉપર પણ દુઃખ પાડતો નથી. હેના કોમળ અંતઃકરણમાં એજ વિચાર સ્ફુરે છે કે હું સર્વ જીવનું કલ્યાણ કરૂં. આવા ઉદાર આશયથી તે સર્વેનું હિત કરે છે. હેને આ **પોતાનો** અને આ **પરાયો** એવો દુરાગ્રહ હોતો નથી. ભગવાન્ મહાવીર સ્વામિએ પૂર્વેના ત્રીજા ભવમાં એવી ભાવના ભાવી હતી કેઃ—

**'सवि जीव करुं शासन रसी, इसे भावदया मन उल्लसी'**

માટે જ્હારે આવો ઉદારભાવ પ્રાપ્ત છે, ત્હારે સ્વાર્થવૃત્તિ દૂર થાય છે અને કેવળ જનકલ્યાણાર્થે યત્ન થવાથી તીર્થંકર ગોત્ર બંધાય છે.

હવે ચોથો **કલેષ** કે જે કલહકંકાસનુંજ મૂળ હોઇ કુસંપની વૃદ્ધિ કરાવનાર છે હેનો ત્યાગ કરી ગમે તેવા ક્રૂરકર્મી લોકો જેવા કે દેવગુરૂની નિંદા કરનાર અને પોતાની પ્રશંસા કરનાર નાસ્તિકજનો ઉપર પણ ગુસ્સે* નહિ થતાં હેમની નિં-

---

* **જેઇમ્સ એ**લનના જે વિચારો આ પુસ્તકના શરૂઆતના ભાગમાં ટાંકેલા છે તે વાંચનારને સમજાશે કે, ભવિષ્યમાં જે થ-

દા–પ્રશંસાથી દૂર રહી પોતે **માધ્યસ્થભાવ** અર્થાત્ તટસ્થપણું ધારણ કરવું.

આવો માધ્યસ્થભાવ મેળવવાને બદલે આપણે આપણાથી વિરૂદ્ધ વિચાર ધરાવનાર જનોની સાથે પગલે પગલે અથડાઇને ક્લેષ કંકાસ વધારીયે તો તેથી આપણા અને તેમના વચ્ચે કુસંપ વધીને ખાલી કર્મબંધન થાય છે.

આ રીતે ધર્માર્થિજનોએ **શરૂઆતમાં** મૈત્રી, પ્રમોદ, કરુણા, અને માધ્યસ્થ એ નામની ચાર મહા ભાવનાઓથી પોતાનું **હૃદય સ્વચ્છ કરવું જોઇયે.**

---

વાનું હોય તદનુસાર બુદ્ધિ ઉપજે છે; સત્યના નિંદકને એવું કરવાનું સૂઝે છે તે ભવિષ્યમાં તેને માટે દુઃખો નિર્માયલાં છે માટેજ સૂઝે છે, એમ જો તેમને લક્ષમાં રહે તો પછી એ (ભવિષ્યના) દુઃખી પ્રાણી ઉપર તેમને ક્રોધ વ્હડશે કે દયા આવશે? જેઓ ઇશ્વરી પ્રેમના ગુણને ખીલવી શક્યા છે તેઓની વિચાર શક્તિ ઘણી ઉંચા પ્રકારની થઇ હોય છે. તેઓ દુષ્ટ અને પાપી પ્રાણીઓ દુષ્ટ અને પાપને પ્રાપ્ત શી રીતે થયા તે પોતાની નિર્મળ દ્રષ્ટિથી જોઇ શકે છે અને કારણ–કાર્યનો પડદો તેમની સમક્ષ ખુલ્લો થતાં તેમના હૃદયમાં દુષ્ટો અને પાપીઓ તરફ આપોઆપ દયા સ્ફુરે છે; આ દયાને શ્રી જીનવર 'ભાવદયા' કહે છે. અલબત્ત આ ઘણી ઉંચી શ્રેણીની વાત છે. અને તેટલે પહોંચવું એ કાંઇ બેચાર દિવસના પ્રયાસનું કામ નથી પણ વરસો સુધી અભ્યાસ જારી રાખવાથી જ એ શક્તિ પ્રાપ્ત થાય છે.

આ ચાર ભાવનાઓ આમ કરવામાં આવે તો જગતમાં વૈર-વિરોધ, ક્લેશ કંકાસ અને અશાંતિનો નાશ થાય અને શાંતિ, સંપ અને સુખની વૃદ્ધિ થાય.

આ ચાર ભાવનાઓ જેમ જૈનમાં વર્ણવેલી છે તેમ બૌદ્ધ-મતમાં પણ તેના તેજ નામે પ્રસિદ્ધ છે, અને પતંજલિમુનિના યોગશાસ્ત્રમાં પણ તે માટે ઉલ્લેખ કર્યો છે; જેથી તે સર્વમાન્ય છે. ત્યારે આવી સર્વમાન્ય વાતો કરવી છોડી દઇને આજકાલ આપણા જૈનસંપ્રદાયમાં નજીવી બાબતોપર કાં લડાલડી અને વિવાદ ચલાવી ક્લેશ કંકાસ ઉભા કરવામાં આવે છે તે સમજી શકાતું નથી. શ્રીમાન્ હરિભદ્રસૂરિ લખે છે કે—

**एस पओसो मोहो—विसेसओ जिणमयठियाणं**

અર્થાત્, ધર્મના માટે કોઇપણ ધર્મવાળા સાથે અરસપરસ દ્વેષ રાખવો તે એક જાતનો મોહ–અજ્ઞાન છે, તો પછી શુદ્ધ જૈનધર્મવાળાઓમાં અરસપરસ શ્વેતાંબર દિગંબર સાથે દ્વેષ રાખે અને દિગંબર શ્વેતાંબર સાથે દ્વેષ રાખે અથવા એક ગચ્છવાળા બીજા ગચ્છવાળા સાથે દ્વેષ રાખે એ તો અતિશય મોહજ સિદ્ધ થાય છે.

માટે હે જૈનબંધુઓ! તમે શ્વેતાંબર હો કે દિગંબર હો, મૂર્તિપૂજક હો કે મૂર્તિનિંદક હો, ત્રણ થુઇવાળા હો કે ચાર થુઇવાળા હો, તપા હો કે ખરતર હો, આંચલિયા હો કે પાય-ચંદિયા હો, તેરાપંથી હો કે બીસપંથી હો, છતાં તમે બધા જૈન છો, ત્યારે શા માટે અરસપરસ તકરાર કરીને

એક બીજામાં દ્વેષ–વૈર–કલહ–ઈર્ષા–મત્સર–અદેખાઈ અને કુસંપની વૃદ્ધિ કરોછો ?

શું તમે અરસપરસ ભ્રાતૃભાવની લાગણી રાખી, એક બીજાની નિંદા કરવાનું કામ છોડી દઈને, એક બીજાનું માન જાળવી, સલાહસંપથી અરસપરસ શાંતિ જાળવો તો કંઈ નુકસાન આવે તેમ છે ? તમારે એક બીજાને સમજ આપવી હોય તો ગુસ્સો બતાવીને કાં તકરારો કરો છો ? મધુર વચનોથી એક બીજાને બોધિત કરો; તેમ છતાં મતભેદ રહે તો રહેવા દો. જ્હેને જે રૂચે તે તે કરે, હેમાં ગુસ્સે થઈ ગાળો ભાંડવાનું શું કારણ છે ? જૈનનું જૈનત્વ તકરારો વધારવામાં સમાયલું નથી, કિંતુ તકરારો દૂર કરી જગતમાં શાંતિ ફેલાવવામાંજ રહેલું છે, એ વાતપર લક્ષ આપવું જોઇયે.

હવે ગ્રંથકાર ગુણાનુરાગિ પુરૂષની પ્રશંસા કરીને કેવી રીતે ગુણાનુરાગ ધારણ કરવો જોઇયે ત્હેની સમજ આપે છે:—

### મૂળ ગાથા

**ते धन्ना ते पुन्ना-तेसु पणामो हविज्ज मह निच्चं,**
**जेसिं गुणानुराओ-अकित्तिमो होइ अणवरयं ॥ ३॥**

**અર્થઃ**—તેઓ વખાણવા લાયક છે–તેઓ પુન્યશાળી છે અને તેઓના પ્રત્યે મ્હારો હમેશ નમસ્કાર હો, કે જ્હેમને નિરંતર ખરેખરો ગુણાનુરાગ રહે છે. ॥ ૩ ॥

# ભાવાર્થ

પરાયા ગુણો ઉપર પ્રમોદ રાખનાર માણસના આપણે જે-ટલાં વખાણ કરીયે તેટલા થોડા છે. અને જે પુણ્યશાળી હોય તેજ પરાયા ગુણો ઉપર પ્રમોદ ધારણ કરી શકે છે, બાકી પુણ્યહીન પુરૂષ તો પારકા ગુણ જોઇને મત્સરથીજ બળી મરે છે.

જેઓના હૃદયમાં ખરેખરો ગુણાનુરાગ પ્રાપ્ત થયો છે તેઓ વારંવાર નમન કરવા યોગ્ય છે.

દરેક ગુણ જગતમાં બે રીતે ધારણ કરાય છે; એક લો-કોને બતાવવા ખાતર ફક્ત બાહેરથી, અને બીજું, પોતાનું ભલું કરવા ખાતર આંતરંગિક પ્રેમથી. લોકોને બતાવવા ખા-તર ફક્ત બાહેરથી જે ગુણ ધારણ કર્યો હોય તે નકલિયાત હોવાથી કૃત્રિમ એટલે બનાવટી હોય છે, અને તેવી રીતે ધારણ કરેલા તે ગુણથી પરમાર્થે આપણો કશો સુધારો થતો નથી. પણ આપણો સુધારો તો જ્યારે આંતરંગિક પ્રેમથી દરેક ગુણ સ્ફુરિત થાય ત્યારેજ થઇ શકે છે. એવી રીતે 'ગુણાનુરાગ' નામનો ગુણ પણ જ્યારે આંતરંગિક પ્રેમથી આપણા હૃદયમાં સ્ફુરિત થઇ પ્રકાશ પામે ત્યારે તે અકૃત્રિમ અર્થાત્ ખરેખરો ગુણાનુરાગ જાણવો, અને ત્હેનાથીજ આપણને કામ છે.

આવો અકૃત્રિમ ગુણાનુરાગ પણ થોડો વખત હોય અને થોડો વખત નહિ પણ હોય તો તેમ પણ ચાલી શકે નહિ; અ તો તે **નિરંતર** આપણા મનમાં સ્ફુરિત રહે તોજ આ-પણું કલ્યાણ થઇ શકે.

આવી રીતનો દઢ ગુણાનુરાગ પ્રાપ્ત થતાં તેવો ગુણાનુરાગી પુરુષ પરાયા ગુણની પ્રશંસા કરતો **થકો દરેક ચીજમાંથી કંઇને કંઇ પણ સદ્ગુણજ ગ્રહણ કરે છે.*** ત્હેની દૃષ્ટિ દોષ જોવાથી વેગળી રહે છે. તે નરતામાંથી પણ સારૂં શોધે છે. આવા ગુણાનુરાગ માટે શ્રીકૃષ્ણ વાસુદેવનું ઉત્તમ દૃષ્ટાંત જૈનમાં સુપ્રસિદ્ધ છે. કહે છે કે, શ્રીકૃષ્ણ વાસુદેવ પોતના મુખથી કોઇના પણ અવગુણ નહિ બોલતાં દરેક પ્રસંગે દરેક ચીજમાંથી ગુણ જ

---

* પારકા દોષ જ શોધવાની ટેવ જેઓને પડી હોય છે તેવા લોકો હમેશા બડબડતા જ જોવામાં આવે છે. અંતર્દષ્ટિ તેઓ કરી શકતા જ નથી. આત્મજ્ઞાન તેઓથી દૂર જ નાસે છે અને નારકીના જીવોની માફક તેઓ હમેશા હાયવોય કરતા નજરે પડે છે. દરેક બનાવ પણ જાણે કે ત્હેમને સતાવવા માટે જ કોઇ કેમ આકાશમાંથી ફેંકતું ન હોય એમ તેઓ માને છે અને સ્હીડાયાં કરે છે. બીજા હાથ ઉપર, ગુણાનુરાગી પુરુષ જેમ બીજા માણસોના ગુણ તરફ દ્રષ્ટિ રાખી એ ગુણો પોતામાં ખેંચે છે તેમ દરેક બનાવમાં પણ હિત જ જુએ છે. ગમે તેવા કડવા-અપ્રિય બનાવ વખતે પણ પરાયો કે દૈવનો દોષ કહાડી બડબડવામાં શક્તિ નહિ ગુમાવતાં, એ બનાવ શાથી બન્યો, એનું નિવારણ કેમ થાય, હવેથી એવા બનાવ ન બનવા માટે શું કરવું: ઇત્યાદિ તત્વોનું શોધન કરવા પાછળ લાગી પડે છે અને તેથી દુઃખમુક્ત થાય છે. ગુણાનુરાગી પુરૂષો દરેક સંકટને શિક્ષક માને છે.

ગ્રહણ કરતા હતા અને તેથી સ્વર્ગમાં ઇંદ્રે હેમના તે ગુણની ભારે પ્રશંસા કરી હતી.¹

આવા દઢ ગુણાનુરાગી પુરૂષમાં મત્સર રહેતો નથી તેથી તે કોઇની નિંદા નહિ કરશે, તે કોઇના મર્મ નહિ બોલશે, તે કોઇની ચાડીચુગલી નહિ કરશે, તે કોઇની સાથે કજીયો નહિ કરશે. હેની ભાષા મધુર અને લોકપ્રિય રહેશે. અને તે વિવાદ અને શુષ્કવાદથી દૂર રહી ધર્મવાદ જ કર્યાં કરશે.

અત્રે ત્રણ પ્રકારના વાદનું ટુંક સ્વરૂપ બતાવીશું:—

બે જણ વાદિપ્રતિવાદી થઇને એક બીજાને **હરાવવાના ઇરાદાથી** એક બીજાના છળ પકડી દૂષણો કહાડે, ગલીચ શબ્દોથી એક બીજાને નિંદે, એકમેકને અપ્રિય વિશેષણોથી સંબોધન કરી પોતાના પક્ષની સરસાઇ કરી સામાને હલકો પાડી હેનું માનભંગ કરે અને પરિણામે કોઇ પણ લાભ કે તત્ત્વોની શોધપર નહિ પહોંચતાં ક્લેશની વૃદ્ધિ કરે હેને '**વિવાદ**' જાણવો. ગુણાનુરાગી પુરૂષ આવા **વીવાદથી** દૂર રહે છે.

જે વાદ કરવાથી કશું ફળ પ્રાપ્ત થાય નહિ—પણ ખાલી ગળશોષ થાય, તેવા નજીવી બાબતોસંબંધી વાદને '**શુષ્કવાદ**' જાણવો. આવા '**શુષ્કવાદ**' થી પણ ગુણાનુરાગી પુરૂષ દૂર રહે છે.

'**ધર્મવાદ**' તે એ છે, બન્નેજણા જિજ્ઞાસુ થઇ ક્ષમા—

---

¹ અત્યંત દુર્ગંધ મારતા કૂતરાના મડદાને જોઇને પણ હેમણે તે કલેવરના દાંતના શ્વેત વર્ણની પ્રશંસા કરી હતી!

માર્દવ—આર્જવ—મુક્તિ—તપ—સંયમ— સત્ય—શૌચ—-આકિંચન્ય—બ્રહ્મચર્ય—ઇત્યાદિ ધર્મની બાબતોપર હેતપ્રિતથી વિચાર કરે, ત્હેની શુદ્ધિ માટેની ઉત્તમ દલીલો રજુ કરી દાખલા પુરાવાથી તે દલીલો એકબીજાના ગળે ઉતારી આખરે શાંતિસલાહથી એકમેકનો ઉપકાર માની યોગ્ય સાર ગ્રહણ કરે અને એક બીજામાં વધુ મૈત્રીભાવ ધારણ કરે ત્હેનું નામ 'ધર્મવાદ.' **ગુણાનુરાગી પુરૂષ આવો ધર્મવાદ કરે છે.**

ધર્મવાદ કરતી વખતે આ વાત લક્ષમાં રાખવી કે, કોઇની નિંદામાં લપસી ન પડાય; એટલુંજ નહિ પણ ત્હેમાં પોતાના પક્ષની પણ **અતિ ખેંચ** ન હોવી જોઇએ.

ધર્મવાદમાં સત્યતાના ભાગ ઉપરજ નજર રાખવી જોઇયે અને ઉદારબુદ્ધિથી ત્હેની તપાસ લેવી જોઇએ. જે પક્ષમાં વધુ સત્યતા જણાય તે તરફ બહુમાન દર્શાવવું જોઇએ. ઘણી વેળા એવું પણ બને છે કે, આપણે સ્વિકારેલી વાત અસત્ય સાબિત થાય છે તે છતાં આપણને હજુ તે સંબંધી જ્હાં સુધી પક્કો નિશ્ચય થતો નથી ત્હાં સુધી તે વાત છોડી શકતા નથી; તો પણ સામા ધણીની સત્ય જણાતી વાત તરફ ધિક્કાર બતાવવાથી તો વેગળે જ રહેવું જોઇયે.

ધર્મવાદ કરતાં મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય એ એ ચાર ભાવના જાળવવી જોઇએ અને સામા વાદીનું મન ન કચવાવું જોઇયે.

ધર્મવાદમાં કેવળ ગુણાનુરાગ એટલે ગુણો તરફ પક્ષ રાખવો જોઇયે તો જ તેથી સત્યતા સચવાય છે. ત્હેમાં મતની પક્ષાપક્ષી ન હોવી જોઇયે.

ધર્મવાદમાં કદાગ્રહ—દુરાગ્રહ—મતમમત્વ—અહંકાર—તુચ્છકાર—આત્મશ્લાઘા—મર્મભેદિતા—દુર્ગુણોદ્ભાવના—ઠઠ્ઠા મશ્કરી—ઉપહાસ—છળ પ્રપંચ—કપટ—કુટિલતા ઇત્યાદિ દુર્ગુણોથી દૂર રહેવું જોઇયે.

ધર્મવાદમાં વિવેક, ન્યાય અને સત્યનું પાલન થવું જોઇયે, ભૂલચૂક થતાં ઉદાર ભાવથી ક્ષમા બક્ષવી જોઇયે, અરસપરસ અનુગ્રહ બુદ્ધિ રહેવી જોઇયે.

આવો ધર્મવાદ *લોકપ્રિય થઇને ત્હેના સાંભળનારાઓમાં શાંતિભાવ ફેલાવે છે, તેથી સત્યશોધન થાય છે, અને ત્હેનાથી ધર્મ માટે ઊંડી લાગણીઓ પ્રગટાવી શકાય છે.

માટે ગુણાનુરાગી જનોએ પોતાના દરેક ભાષણમાં—દરેક વાક્યમાં મધુરતા વાપરીને શાંતિભાવની વૃદ્ધિ કરવી જોઇયે.

---

* ધર્મવાદના પાયામાં 'પરમપ્રેમ' હોવાથી, મતલબ કે પરમાર્થે ( નહિ કે પોતાનો પક્ષ ખરો કરવા અર્થે ) ધર્મવાદ થતો હોવાથી, એ વાદ કરનારો માણસ જેટલો શબ્દો અને દલીલોથી નહિ તેટલો 'પ્રેમ' અને 'ભાવના'થી સામા માણસને પોતાનું સત્ય સમજાવી શકે છે.

## મૂળ ગાથા.

**किं बहुणा भणिएणं–किंवा तविएण किंव दाणेणं,**
**इक्कं गुणाणुरायं–सिक्खह सुक्खाण कुलभवणं ॥ ४ ॥**

અર્થઃ—બહુ ભણવાથી અથવા બહુ તપ કરવાથી અથવા બહુ દાન દેવાથી શું થનાર છે?–એકલા ગુણાનુરાગને શીખો કે જે સુખોનું (ખાસ) ઉત્પત્તિસ્થાન છે. ॥ ૪ ॥

## ભાવાર્થ.

ગુણાનુરાગ કર્યા વગર આપણે ગમે તેટલું શીખીયે તોપણ તેથી કંઈ સિદ્ધિ થતી નથી. શિક્ષણનો હેતુ **મનની સુધારણા કરવી** એ છે; તે હેતુ જો પાર ન પડે તો પછી શિક્ષણ નકામું છે. બીજી બાજુ **મન** સુધરી સ્વચ્છ થાય છે, તો કદાપિ સામાન્ય શિક્ષણ મેળવી શકીયે તોપણ તેમાંથી વધુ ફાયદો મેળવી શકાય છે. બહુ ભણેલો છતાં પણ જો એક **માણસ** જાતે દુર્ગુણી હોઈ બીજા ગુણવાનો તરફ ધિક્કાર બતાવતો રહે તો હેનું ભણતર નિરૂપયોગી થઈ પડે છે.

માટે ગુણાનુરાગ ધારવાની ખાસ આવશ્યકતા છે. જો ગુણાનુરાગ ધારણ કરીને શિક્ષણ લેવામાં આવે તો તે જેમ જેમ વધુ શિક્ષણ લેવામાં આવશે તેમ તેમ વધુ ફાયદો કરનાર નિવડશે. માટે "બહુ ભણવાનું શું કામ છે?" એમ કહેવાનો એ ઉદ્દેશ નથી કે બહુ ભણવું નહિ; કિન્તુ ગુણાનુરાગ શિવાય **એકલું** બહુ ભણતર કશા કામનું નથી એમ ઉદ્દેશ છે; માટે ગુણાનુ-

રાગથી જ શિક્ષણની સાફલ્યતા થાય છે.

ગુણાનુરાગ શિવાય ભારે તપશ્ચર્યા કર્યાથી પણ કંઈ સિદ્ધિ મળતી નથી. કારણ કે મનની મલિનતા ટાળ્યા શિવાય તપશ્ચરણનું ફળ મળી શકતું નથી. માટે કહેવામાં આવે છે કે.

"**क्रोधे क्रोड पुरवतणो, तप पामे नाश.**"

મતલબ કે ક્રોડ વર્ષ લગી તપ કર્યાં છતાં પણ જો મુહુર્ત્ત માત્ર ક્રોધ કરવામાં આવે તો તે સઘળું રદ બાતલ થાય છે. માટે ગુણાનુરાગપૂર્વક જો થોડો પણ તપ કરવામાં આવે તો તે મોટું ફળ આપે છે; જે માટે કહેવાય છે કે,

"**थोवंपि अणुट्ठाणं-आणपहाणं हणेइ पावभरं,**
**लहुओ रविकर पसरो-दहदिसितिमिरं पणासेइ**" ॥

અર્થ—થોડું પણ અનુષ્ઠાન જો **આજ્ઞા સહિત** હોય તો ઘણા પાપને હણે છે;—સૂરજના કિરણોનો નહાનો જથ્થો પણ દશે દિશામાં અંધારાને નસાડે છે તેમ.

આ ગાથામાં **આજ્ઞા સહિત** અનુષ્ઠાન કરવાનું જણાવ્યું છે તો કોઈ પૂછશે કે આજ્ઞા તે શી છે? એના ઉત્તરમાં નીચે મુજબ ખુલાસો છે,—

**किं बहुणा, इह जहजह-रागद्दोसा लहू विलिज्जंति,**
**तह तह पयट्टियव्वं-एसा आणा जिणिंदाणं** ॥

**અર્થ:**—વધુ કહેવાનું શું પ્રયોજન છે? અહીં જેમ રાગદ્વેષ જલદી ઓછા પડે તેમ પ્રવર્ત્તવું એ જ જિનેંદ્રની આજ્ઞા છે.

માટે ગુણાનુરાગ ધાર્યા વગર કંઈ રાગદ્વેષ ઓછા પડતા નથી; તેથી ગુણાનુરાગપૂર્વક જ તપ કરવાથી ફાયદો થાય છે, તે શિવાય એકલો તપ નકામો છે.

એજ રીતે ગુણાનુરાગ શિવાય એકલું દાન દેવાથી પણ કાંઈ મહાન્ સિદ્ધિ થતી નથી, કારણ કે દાનની સાથે પણ **શુદ્ધ મનની જરૂર** છે.

આ રીતે એકલો ગુણાનુરાગ જ સર્વ સુખોનું કુલગૃહ છે. માટે જો તમે સુખને ચ્હાતા હો તો તે એકલાને જ ધારણ કરો, એટલે બીજા ગુણો પોતાની મેળે ચાલ્યા આવશે.

આટલું બધું ગુણાનુરાગનું મહત્વ જણાવવાનો ઉદ્દેશ એ છે કે-ભણવું, તપ કરવો તથા દાન દેવું એ સુકર છે, પણ પરાયા ગુણો તરફ પ્રમોદ ધારણ કરી ત્હેનું અનુમોદન કરવું એ દુષ્કર છે. કારણ કે તે કામમાં અભિમાનને દૂર કરવો પડે છે, કે જે સાધારણ કામ નથી. અભિમાન દૂર થાય તો મદ નરમ પડે છે અને તેમ થતાં વિનય, નમ્રતા, સરળતા, સંતોષ, કૃતજ્ઞતા, સત્ય વિગેરે પુષ્કળ ગુણોની પ્રાપ્તિ થાય છે, જ્હેના પ્રતાપે સઘળાં સુખો પ્રાપ્ત કરી શકાય છે.

માટે અભિમાનને દૂર કરી ગુણાનુરાગ ધારણ કરવાની ધર્માર્થી જનને ખાસ જરૂર છે. એના માટે જેટલો બોધ આપીએ તેટલો થોડો છે.

ગુણાનુરાગ શિવાય બધું નિષ્ફળ છે એમ આપણે વિવેચનમાં જણાવ્યું તે જ વાત મૂળ ગ્રંથકાર કહી બતાવે છે.

## મૂળ ગાથા.

**जइवि चरासि तवविउलं-पढसि सुयं करिसि विविहकट्ठाइं**
**न धरसि गुणाणुरायं-परेसु ता निष्फलं सयलं ॥ ५ ॥**

**અર્થ:**--જો કે તું ભારે તપ કરે છે, શાસ્ત્ર ભણે છે અને અનેક કષ્ટ કરે છે, પણ બીજાના ગુણો તરફ અનુરાગ નથી ધરતો તો એ બધું નિષ્ફળ છે. ॥ ૫ ॥

## ભાવાર્થ.

આ બાબત પાછલી ગાથાના ભાવાર્થમાં પુષ્કળ ચર્ચી છે. માટે ફરીને અહીં પિષ્ટપેષણ કરવાની કશી જરૂર નથી. માત્ર અહીં એટલુંજ કહેવું જરૂરનું છે કે, અભિમાનના લીધે ગુણાનુરાગ ધારણ કરી શકાતો નથી, માટે તે અભિમાન સંબંધે અત્રે થોડો ખુલાસો ચલાવીશું.

એક પ્રસિદ્ધ કહેવત ચાલે છે કે,

**दया धर्मको मूल है, पाप मूल अभिमान.**

આ પ્રમાણે અભિમાન એ પાપનું મૂળ જ છે. અભિમાનથી જ કુસંપનાં બીજ રોપાય છે અને તે, પરિણામે વૈરવિરોધ વધારે છે. દરેક ધર્મમાં અભિમાનને સખ્તમાં સખ્ત શબ્દોથી વખોડેલ છે, છતાં જગતમાં હેનું એટલું બધું જોર વર્ત્તી રહ્યું છે કે **ધર્મ કરવામાં** પણ અભિમાન આવીને વચ્ચે ઊભો રહેતો દેખાય છે. સારા ભણેલા ગણેલાને પણ પોતાનો પક્ષ સ્થાપન કરવામાં એ અભિમાન આવીને નડે છે અને હેને ખુલ્લી રીતે દુરાગ્રહ કરાવે છે.

અભિમાનથી જ દુરાગ્રહ ઉપર ચ્હડીને સત્ય વાતો ઉપર પગલાં દઈને ત્હેમને દાબી દેવાવાના પ્રયત્નો થતા આપણે પ્રત્યક્ષ જોઈએ છીયે. અભિમાનના આવેશમાં સત્યની વાત સાંભળતાં કાન આડો હાથ દેવાય છે. અભિમાનથી, કરવા લાયક કાર્યો તરફ બેદરકાર રહી ખાલી ખર્ચો કરાવાય છે. અભિમાનથી એક બીજાની નાલાસીઓ ઉભી કરી કોર્ટે ચ્હડી ધર્મના બખેડા થતા આપણે જોઈયે છીયે.

અભિમાનના આવેશે લોકો ધર્માંધ બનીને ખરૂં ખોટું નહિ પારખતાં અરસપરસ વિનાકારણ લડી મરે છે.

અભિમાનના હેતુથી જ લોકોમાં દષ્ટિરાગ બંધાય છે. દષ્ટિરાગ બંધાતાં ત્હેને એવી પ્રતીતિ થાય છે કે, હું માનું છું તે જ સાચું છે. આ રીતે દષ્ટિરાગ બંધાયો કે પછી તે બીજા બધાને તોડી પાડવા મથે છે. તે દષ્ટિરાગમાં ચકચુર થવાથી વિવેકદષ્ટિ ભ્રષ્ટ થાય છે. એવો દષ્ટિરાગાંધ પુરૂષ અસત્ય પક્ષને પણ એટલો બધો ખેંચે છે કે, તે પોતાની વાત સિદ્ધ કરવા માટે ખોટી યુક્તિઓ ઉભી કરવામાં પણ પાછળ હઠતો નથી, કલ્પિત પુરાવા ઉભા કરવાથી ડરતો નથી, કલ્પિત શાસ્ત્રો રચવાને પણ તૈયાર થાય છે, અને આવી રીતે સર્વાંશે અસત્યપરાયણ થઈ અસત્ય વાતોને સાચી કરી મનાવે છે.

આ રીતે અભિમાનના કારણે દષ્ટિરાગમાં તણાતાં ત્હેને ગમે તેટલું સત્ય સમજાવવામાં આવે છતાં તે ત્હેને ઉડાડવા જ મથે છે. આ વાત અનુભવસિદ્ધ છે. શ્રી હેમાચાર્યે ' વીતરાગ

સ્તોત્ર ' માં લખ્યું છે કેઃ—

**कामराग स्नेहरागा—वीषत्करनिवारणौ**
**दृष्टिरागस्तु पापियान्—दुरुच्छेदः सतामपि.**

**અર્થ**:- કામ રાગ એટલે કામના લીધે સ્ત્રી તરફ લાગેલ પ્રેમ, તથા સ્નેહરાગ એટલે પુત્રો તરફ સ્નેહના લીધે માબાપના મનમાં રહેલો રાગ; એ બે રાગ ટાળવા હોય તો તે ઝટ ટળી શકે છે, પણ દૃષ્ટિ રાગ એટલે મત તરફ બંધાયલો દુરાગ્રહ એટલો ખરાબ હોય છે કે ભલભલા દેખાતા સજ્જન વિદ્વાનો પણ હેને બહુજ મુશ્કેલીએ દૂર કરી શકે છે.

દૃષ્ટિરાગના જોરથી જ નજીવી વાતોપર તકરારો ઉભી કરીને એક બીજાની લાગણી દુઃખવવામાં આવે છે.

દૃષ્ટિરાગમાં જ મત્સર, ઈર્ષા વગેરે દુર્ગુણોને પોષણ મળે છે અને તેઓ હેની છાયામાં જોરથી વધે છે; જ્હેના પરિણામે મૈત્રી પ્રમોદ-કરૂણા અને માધ્યસ્થ્યનો લોપ થાય છે અને તેમ થતાં કુસંપ અને કંકાસ પથરાય છે, અને તેવી માથાફોડમાં ધર્મના ખરા મુદ્દા ભુલી જવામાં આવે છે. જેથી લોકો આડે રસ્તે ચ્હડીને નીતિભ્રષ્ટ થાય છે અને એ રીતે નીતિહીણપણું પ્રાપ્ત થતાં ધર્મનો કેવળ ડોળ રહે છે, બાકી અંદરમાં કશું સત્વ રહેતું નથી.

આ રીતે દૃષ્ટિરાગનાં ફળ છે, તે સાંભળી કોઈ કહેશે કે બીજા ધર્મવાળાને દૃષ્ટિરાગ હોય પણ જૈન ધર્મીને શાનો દૃષ્ટિ-રાગ હોય? ખરૂં છે કે **ભાવ જૈન** હોય હેને દૃષ્ટિરાગ નથી

હોતો, પણ જે **દ્રવ્ય જૈન** છે—જ્હેનામાં હદપાર હઠમમત્વ છે—જે પોતાનો જ કક્કો ખરો કરાવવા માગે છે—જે બીજા તરફ મત્સર અને દ્વેષ રાખે છે તેવા જૈનોને **દષ્ટિરાગાંધ** નહિ તો બીજા શું ગણવા ?

હવે ગ્રંથકાર મત્સરનાં ફળ વર્ણવે છે:—

## મૂળ ગાથા.

**सोऊण गुणुक्करिसं—अन्नस्स करेसि मच्छरं जइवि,**
**ता नूणं संसारे—पराहव सहसि सव्वत्थ ॥ ६ ॥**

અર્થઃ—બીજાના ગુણોની પ્રશંસા સાંભળીને જો તું મત્સર કરે છે, તો તું નક્કીપણે આ સંસારમાં સઘળા સ્થળે પરાભવ પામીશ. ॥ ૬ ॥

## ભાવાર્થ.

'જેવું વાવીયે તેવું લણીયે.' ત્હારે જે પારકી પ્રશંસા સાંભળી બળી મરે છે ત્હેની બીજા લોકો પણ શાની પ્રશંસા કરે ? આ રીતે મત્સરી માણસ જેમ જેમ પોતાની પ્રશંસા સાંભળવા ચાહે છે તેમ તેમ ત્હેની પ્રશંસા બંધ પડતી જાય છે અને સર્વ સ્થળે તે હડધૂત થાય છે.

મત્સરી માણસ સર્વ કોઇનો નિંદક હોવાથી સર્વ કોઇને અપ્રિય થઇ પડે છે, એથી કરીને તે જ્હાં જાય છે ત્હાં અપમાન પામે છે. આ તો આ ભવની વાત કહી, પણ ભવાંતરમાં ત્હેના એથીએ ઘણા ભૂંડા હાલ થાય છે. માટે પારકા ગુણોની

પ્રશંસા સાંભળીને મત્સર નહિ લાવતાં પ્રમોદભાવ ધારણ કરી આનંદિત બનવું જોઇએ.

મત્સર ધરવો એ ભવાભિનંદી જનનું લક્ષણ છે. ભવાભિનંદી માણસના હૃદયમાં વૈરાગ્યનો છાંટો પણ નથી હોતો. તેવો માણસ કેવળ સ્વાર્થી અને દગલબાજ હોય છે. હેની મનોવૃત્તિ દુષ્ટ અને નીચ હોય છે. હેના હૃદયમાં પાપ કરતાં કશો ડર નથી હોતો. અને તે બહારથી ગમે તેટલો નીતિનો દમામ બતાવતો રહે છે તોપણ છાની રીતે મહા અનીતિમાન હોય છે.

ભવાભિનંદીનાં લક્ષણો આ પ્રમાણે છે:—

**क्षुद्रो लोभरति र्दीनो मत्सरी भयवान् शठः ।**
**अज्ञो भवाभिनंदी स्या न्निष्फलारंभसंगतः ॥**

જે માણસ ક્ષુદ્ર (નીચ—નિંદાખોર) હોય, લોભાંધ હોય, નાહિમ્મત હોય, મત્સરી હોય, બીકણ હોય, કપટી હોય, મૂર્ખ હોય, અને વિનાકારણ પાપપરાયણ હોય તે ભવાભિનંદી જાણવો.

હવે આજકાલની પ્રજામાં આપણે નજર કરીશું તો આ દુર્ગુણો એટલા બધા પૂર જોસમાં પ્રકાશતા દેખાશે કે, તેઓમાં ખરા ધર્મને માટે ઉત્સાહ શી રીતે દાખલ કરવો તે મહામુશ્કેલ જણાશે. આ એક આપણી પડતીની નિશાની છે. એનો ઉપાય એજ છે કે, આપણે અંદર અંદરની હાલતુ તકરારો કોરાણે મુકી જૈન પ્રજાને નીતિચુસ્ત કરવા મથન કરવું. દાખલા તરીકે કોઇ ચોથની પર્યુષણા કરે અને કોઇ પાંચમની પર્યુષણા કરે તો

તે બાબતપર તકરાર કરવી મુલ્તવી રાખી આપણા ધર્મગુરૂઓ-એ હાલ લોકોમાં જડ ઘાલી બેઠેલા ઉપર જણાવેલા ભવાભિ-નંદીપણાના દોષો દૂર કરવા માટે ઉપદેશ અને વ્યાખ્યાનો આ-પવાની જરૂર છે. કારણ કે જૈનધર્મની ઉન્નતિનો આધાર તે ધર્મને પાલન કરનાર **પ્રજાની નીતિ** સુધરવા ઉપર રહેલો છે. જ્યાં સુધી જૈન પ્રજામાં નીતિભ્રષ્ટપણું કાયમ છે ત્યાં સુધી ધર્મની ઉન્નતિ થનાર નથી, માટે જૈનપ્રજાની ચ્હડતી કરવી હોય તો તેઓનામાં નીતિની સજ્જડ સ્થાપના કરવાની આવશ્યકતા છે.

હાલ ઘણે સ્થળે જૈનશાળાઓ ઉઘડે છે, પણ તેમાં નીતિના શિક્ષણ કરતાં સામાયિક-પડિકમણાના અર્થ વગરના સૂત્રપાઠ મ્હોડે કરવાની કેળવણીનું જોર વધુ દેખાય છે. પરન્તુ જૈનના અગ્રેસર જનોએ વિચાર કરવો ઘટે છે કે, નીતિની મજબુતી થયા વગર ફક્ત સામાયિક-પડિકમણાથી કંઇ જૈન પ્રજાની ઉન્નતિ થનાર નથી. કારણ કે આ જ ગ્રંથમાંની પાંચમી ગાથામાં જણાવવામાં આવ્યું છે કે, ગુણાનુરાગ થયા શિવાય તપ શ્રુત તથા વિવિધ કષ્ટ ક્રિયા બધી નિષ્ફલ થઇ પડે છે. માટે આ ઉપદેશથી ચેતીને આપણે આપણી ખરી ઉન્નતિ કેમ થાય તે બાબત વિચાર ચલાવવો ઘટે છે.

જ્યારે જૈન પ્રજાનો મ્હોટો ભાગ માતૃપિતૃભક્ત, સત્યવાદી, પ્રમાણિક, સુશીલ અને ઉદ્યોગી થઇ નીતિયુક્ત થાય ત્યારે જ જૈનની ઉન્નતિ થઇ ગણાય.

હવે પ્રસંગાંતરની વાત નહિ લંબાવતાં મૂળ વાતપર આ-

વીએ. ચાલુ ગાથામાં મત્સરનું ફલ બતાવ્યું. હવે મત્સરને લીધે કરવામાં આવતી નિંદાનું ફળ કહે છે:—

## મૂળ ગાથા.

**गुणवंताण नराणं–ईसाभरतिमिरपूरिओ भणसि ।**
**जइ कहवि दोसलेसं–ता भमसि भवे अपारंमि ॥७॥**

અર્થ:—ગુણવંત પુરૂષોની ઇર્ષાના જોરરૂપ અંધારાથી આંધળો બનીને જો તું કોઇ પણ રીતે લેશ માત્ર દોષ કહાડીશ, તો પણ અપાર સંસારમાં ભમીશ. ॥ ૭ ॥

## ભાવાર્થ.

મત્સર એટલે પરાયા ગુણની પ્રશંસા સાંભળી તે સહન નહિ કરતાં હૃદયમાં બળવું તે. મત્સરના જોરથી ઇર્ષા—અદેખાઇ ઉત્પન્ન થાય છે, અને ઇર્ષાના જોરથી ગુણવંત પુરૂષોનાં પણ પણ છિદ્રો જોઇ તેમના ઉપર દોષારોપ કરવામાં આવે છે, અને એ રીતે ગુણવંતોની નિંદા કરવામાં આવે છે. આ રીતે આ દુર્ગુણોમાં તણાઇને 'અભ્યાખ્યાન' નામના પાપસ્થાનમાં ફસી પડાય છે. એથી કરીને તેવી નિંદાથી ગાઢ કર્મબંધ થતાં અપાર સંસાર વધી પડે છે.

માટે મત્સર, ઇર્ષા તથા નિંદાથી દૂર રહી ગુણવંત પુરૂષોના ગુણોની પ્રશંસા સાંભળી આપણે રાજી થવું જોઇએ અને તેમના ગુણોને અનુમોદીને આપણા અંતઃકરણને ગુણાનુરાગથી રંગિત કરવું જોઇએ.

આ વાતને વિગતવાર જણાવવા ખાતર એક દાખલો લઇએ. ધારો કે આપણા રાજકર્ત્તા અંગ્રેજ લોકો ઉદ્યમી, સાહસિક, ધૈર્યવાન, બળવાન, બુદ્ધિમાન અને પરાક્રમવાન હોવાથી ત્હેમની પ્રશંસા થાય છે. હવે જો આપણા મનમાં મત્સરનું જોર હોય તો તરત ઇર્ષા ઉત્પન્ન થાય કે, અરે આ માંસાહારી લોકનાં એટલાં બધાં વખાણ તે શાને માટે કરવામાં આવે છે? શું આપણે એનાથી ઉત્તમ નથી કે? આમ ઇર્ષા ઉત્પન્ન થતાં તરત ત્હેમના દોષો જોવા તરફ આપણી દૃષ્ટિ પહોંચે છે, ત્હેને પરીણામે આપણે ત્હેમના ખરા ખોટા અનેક દોષો શોધીને ત્હેમની નિંદા કરવા લાગીશું કે, છટ! છટ! દાદા એ અંગ્રેજ લોક! એ તો કેવળ સ્વાર્થી છે! અરે એમણે તો દગાથીજ આપણો મુલક લીધો છે! એ પાપિષ્ટોનાં વખાણ શા માટે કરવાં જોઇએ? એ તો આપણા દુશ્મનો છે. વળી એ તો માંસખાઉ અને મદિરાપાની છે? એ લોક તો મહાકપટી છે! એ તો મીઠું મીઠું બોલીને આપણું તમામ દ્રવ્ય હરણ કરવા ઇચ્છે છે! આ રીતે એક ગુણવાન પ્રજાની નિંદા કરી આપણે આપણી અયોગ્યતા સિદ્ધ કરીએ છીએ. પરંતુ જો આપણામાં ગુણાનુરાગ હોય તો આપણે ત્હેમના ખરા ગુણોની પ્રશંસા સાંભળી ખુશી થઇશું અને કહીશું હા, એ લોકના ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ અને પરાક્રમ ખરેખરાં અદ્‌ભુત છે અને એ ગુણોના જોરથી જ તેઓનું ભાગ્ય પ્રકાશ્યું છે; માટે એમની સંગત કરી આપણે પણ તેવા ગુણવાન થવું જોઇએ. આપણા યુવાનોએ એવા સદ્‌ગુણી લોકોના મુલકમાં જઇ ત્હાં ત્હેમના સહવાસથી ત્હેમના ઉ-

તમ ગુણો ગ્રહણ કરવા જોઈએ: આ રીતે ગુણાનુરાગી પુરૂષ બોલી ઉઠશે.

એમજ પરાયા ધર્મમાં કોઈ સદ્‌ગુણી પુરૂષ હોય અને હેની પ્રશંસા થતી હોય તો આપણે હેના ઉપર મત્સર ન લાવતાં ગુણાનુરાગ બતાવી આપવો જોઈએ. દાખલા તરીકે, હિંદુ ધર્મમાં પ્રખ્યાતિ પામેલા યોગાચાર્ય મહર્ષિ પતંજલિનાં બહુ વખાણ થાય છે, તે સાંભળી આપણે હેના દોષો તરફ દૃષ્ટિ નહિ દેતાં હેના યોગ્ય ગુણો માટે યોગ્ય વખાણ કરીએ તો હેમાં કંઈ વાંધા જેવું નથી. કારણ કે એવા સદ્‌ગુણી પુરૂષોને જૈનમાં 'માર્ગાનુસારી' ગણેલા છે, અને માર્ગાનુસારી જનના ગુણો અનુમોદવા માટે શ્રીમાન્ યશોવિજયજી મહારાજે 'ધર્મ પરીક્ષા' નામના ગ્રંથમાં સ્પષ્ટ વિવેચન કરેલું છે. વળી હેમણે પોતેજ પતંજલિ માટે નીચે મુજબ ઉત્તમ પ્રકારનું વિશેષણ વાપરેલ છે:—

**यथाह भगवान् पतंजलिः**

( **ભગવાન** પતંજલિ એમ બોલ્યા ) આ રીતે પતંજલિને 'ભગવાન્' એવું વિશેષણ આપીને જૈન ગ્રંથકારોએ હેમના તરફ પોતાનો સ્પષ્ટ રીતે ગુણાનુરાગ જાહેર કર્યો છે, અને પરધર્મ તરફ કેવી ઉદાર બુદ્ધિ રાખવી જોઈએ તે બતાવી આપ્યું છે.

આ રીતે પરધર્મી ગુણિજનોને માટે પણ ગુણાનુરાગ ધારણ કરવાનું ઘટિત છે, તો પછી સ્વધર્મી ગુણિજનો કે જે કદાચ

જૂદા જૂદા સંપ્રદાયોમાં અને જૂદા જૂદા ગચ્છોમાં રહ્યા હોય હેમના તરફ શા માટે ગુણાનુરાગ ધરતાં અટકવું જોઇએ?

દાખલા તરીકે, ખરતર ગચ્છમાં શ્રી જિનવલ્લભસૂરિ ઉત્તમ વૈરાગ્યવાન અને ઉત્તમ વિદ્વાન્ થઈ ગયા છે; હેમને તપગચ્છના આચાર્યોએ 'પ્રભાવક' તરીકે ગણીને હેમનાં વખાણ કર્યાં છે.

આવું સ્પષ્ટ રીતે ઉત્તમ ધોરણ વિદ્યમાન છતાં કેટલાક સાંકડા વિચારના જૈન બાંધવોને સ્વપક્ષના તીવ્ર આવેશના જોરે ઉપરની વાત ભારે પડતી જણાય તો તેઓ પ્રત્યે નમ્ર વિનંતિ જે, આ બાબત સોળમી અને સત્તરમી સદીમાં ખુબ ચર્ચાયલી છે, કે જે વખતે આપણા જૈનમાં ધર્મસાગર નામના ઉપાધ્યાયે દરેક ગચ્છવાળા તરફ હલકા શબ્દો વાપરીને ભારે કલેષ ખડો કર્યો હતો હેના નિર્ણયમાં શ્રી ભાવવિજય ઉપાધ્યાયે 'ષટ્ત્રિંશજ્જલ્પ' નામનો ગ્રંથ લખીને ધર્મસાગરની **સાંકડી પૉલસિને જૈનશૈલીથી તદ્દન ઉલટી** સાબિત કરી છે. તેમ છતાં પણ પરાયા ગુણ ગાવાની વાત નાપસંદ હોય હેમણે મૌન ધરી રહેવું, પણ પરાઈ નિંદા કરીને વૈરવિરોધને ઉત્તેજન આપવું એ તો તદ્દન અઘટિત છે.

**હવે ગ્રંથકાર એવું બતાવે છે કે, આ ભવમાં આપણે જેવો** અભ્યાસ પાડીએ તે પ્રમાણે પરલોકમાં આપણને હેનો બદલો મળે છેઃ—

**મૂળ ગાથા**

**जं अब्भसेइ जीवो–गुणं च दोषं च इत्थ जम्मंमि ।**

**तं परलोए पावइ अब्भासेणं पुणो तेणं ॥ ८ ॥**

**અર્થ:**—જીવ આ જન્મમાં ગુણ અથવા દોષમાંથી જેહેનો અભ્યાસ પાડે તે અભ્યાસે કરીને ફરી પરલોકમાં તેહેને જ પામે છે. ॥ ૮ ॥

## ભાવાર્થ.

હરેક વાતને વારંવાર યાદ કર્યાથી તે આપણા અંતરંગમાં ઠસે છે, એનું નામ **અભ્યાસ** છે. અભ્યાસથી **સ્થિર સંસ્કાર થાય છે** અને **સંસ્કારના પ્રમાણે તે વસ્તુની પુનઃ પ્રાપ્તિ થાય** છે. આ સામાન્ય નિયમથી આપણે વિચાર કરીશું તો માલમ પડશે કે, આ ભવમાં આપણે જો હમેશાં ગુણ સંબંધી વિચારોને જ આપણા હૃદયમાં સ્થાપિત કરીએ તો ભવાંતરમાં પૂર્વ સંસ્કાર પ્રમાણે આપણું હૃદય ફરીને ગુણો તરફ જ ખેંચાશે કે જેથી આપણને તે તે ગુણની પ્રાપ્તિ થશે. પરંતુ જો આપણે અહીં દોષ સંબંધી વિચારો જ મનમાં ઠસાવતા રહીએ તો પછી ભવાંતરમાં આપણને દોષની જ પ્રાપ્તિ થશે.

માટે આ ઉપરથી આપણે અહીં બહુ સાવધાન રહેવાની જરૂર છે. અહીં લગારેક ભૂલ કર્યાથી ભવાંતરમાં તેથી કેટલો ગેરલાભ થાય છે તે આપણે ખૂબ યાદ રાખવું જોઇએ, અને હમેશાં સારી બાબતોનો જ અભ્યાસ પાડવો જોઇએ. **પરની નિંદા કરવી એ, પરાયા દુર્ગુણોની સોબત કર્યા બરાબર છે.** પરનિંદા કર્યાથી પરને નુકસાન તો થવાનું હોય તો જ થાય છે, પણ આપણને તો **ચોક્કસપણે** નુકસાન પહોંચે છે, એ વાત ખૂબ લક્ષમાં રાખવી.

ખુદ આ ભવમાં પણ જેવો અભ્યાસ પાડીએ તેવું આપણું વલણ થઇને તે પ્રમાણે સારાપણું અથવા નરસાપણું પ્રાપ્ત થાય છે. કહેવત પણ છે કે—

**" जेवो आहार तेवो ओडकार "**

તેથી જો આપણે પરાયા દોષો મનમાં તાકી તાકીને હેમની નિંદા કરીએ તો તે દોષો હળવે હળવે આપણા પોતાના અંતઃકરણમાં ધામો નાખે છે, અને આપણે પરિણામે તે દોષોનાં પાત્ર થઇએ છીએ. પૂર્વે કહેવામાં આવ્યું છે કે, મનુષ્યના ગુણદોષ સંસર્ગાધીન છે, તેથી સત્સંગથી તે સુધરે છે અને કુસંગથી બગડે છે. હવે સત્સંગના માટે અહીં થોડું વિવેચન આપીશું.

**સત્સંગ.**

સત્ એટલે સારનો*, સંગ એટલે પરિચય—એ શબ્દાર્થમાં ઘણો ભાવાર્થ રહેલો છે. સારા માણસો, સારા ગ્રંથો, સારાં ભાષણો, સારા મેળાવડા, સારી મંડળીઓ, સારી નિશાળો, સારાં ક્ષેત્રો, સારા વિચારો, સારા નમુના, સારાં દૃષ્ટાંતો, સારા ગુણો અને સારા પદાર્થો: વિગેરે તમામ સારી વસ્તુઓને સત્ પદથી લક્ષિત કરી શકાય, તેહનો સંગ એટલે સોબત, પરિચય, પ્રસંગ, અભ્યાસ, મનન, અવલોકન, નિવાસ, વગેરે અનેક રીતે

---

* માણસનો સ્વભાવ જ છે કે અનુકરણ કરવું. સારા યા ખોટા ગુણ જેટલા ઉપદેશથી આપી શકાતા નથી તેટલા દાખલાથી આપી શકાય છે જૈન સૂત્રોમાં વાર્તાઓનો મ્હોટો ભાગ મુકયો છે એનું કારણ પણ આજ હશે.

સંબંધ તે સત્સંગ. આ રીતે અનેક પ્રકારે સત્સંગનું સેવન કરી શકાય છે.

શાસ્ત્રમાં આર્યક્ષેત્રના જન્મને વખાણ્યો છે તે એટલાજ માટે કે તેમાં જન્મ થતાં આર્ય જનોના સંગનો વધુ લાભ મળે છે. એજ રીતે આર્ય કુળ તથા આર્ય જાતિના જન્મ માટે પણ સમજવું.

સત્સંગનો મહિમા અવર્ણનીય છે. જે બાળકના માબાપ સદ્ગુણી હોય છે, તેમના સદ્ગુણની છાપ તે બાળકના હૃદયપર પ્રકાશિત થાય છે. માટે જો આપણે આપણા બાળકોને સદ્ગુણી બનાવવાં હોય તો પહેલાં આપણે જ સદ્ગુણી બનવું જોઇએ.

શિક્ષકોને પણ સદ્ગુણી રહેવાની તેટલીજ જરૂર છે, કારણ કે તેઓના ગુણોની છાપ તેમના શિષ્યોપર પડે છે. એ સાથે બાળકોના હાથમાં સારાં પુસ્તકો* જ રખાવવાં જોઇએ. બાળકો એક બીજાના દુર્ગુણો શોધે તે ઇચ્છવા યોગ્ય નથી, તેથી એ દોષ જોવામાં આવતાં અટકાવવો જોઇએ, નહિ તો વધતી ઉમર સાથે વધી પડીને તેમને કજીઆખોર મનુષ્ય બનાવશે.

* નાટકો અને નવલકથાઓ બાળકના હાથમાં મૂકવા કરતાં વિષનો પ્યાલો મુકવો એ વધારે સારૂં છે. બાળકના હાથમાં કોઇ પુસ્તક મુકવા પહેલાં માબાપે કે શિક્ષકે તે પુસ્તકના ગુણદોષ તપાસવા જોઇએ.

રાત અને દિવસ બાળકોનું મન સદ્‌ગુણો તરફ જોડાયું રહે તેવો યત્ન કરવો જોઇએ. સદ્‌ગુણી બાળકોને ઉત્તેજન આપી ઉમંગી રાખવાં જોઇએ.

બાળકોમાં નિંદા અને ચાડી કરવાની કુટેવને મૂળથી અટકાવવી જોઇએ. હેમને ધર્મ સંબંધી તકરારી સવાલોને બદલે ધર્મના ખરા મૂળ સિદ્ધાંતો જ શીખવવા જોઇએ. તેઓ એક બીજાને મધુર સંબોધનથી બોલાવે અને મધુર વાણી બોલે તેવો અભ્યાસ પાડવો જોઇએ.

નીતિમય શિક્ષણથી બાળકોના મનપર ધીમે ધીમે છાપ પાડી તેઓને સદ્‌ગુણી બનાવ્યાં હોય તો ભવિષ્યમાં તેઓ સદ્‌ગુણી નિવડી સુખી જીંદગી ભોગવે.

હવે ગ્રંથકાર એવું જણાવે છે કે, જે પુરૂષ પારકા દોષ બોલે તે પોતે ગુણી હોય તોપણ પોતાને નિર્ગુણી સાબિત કરે છે.

## મૂળ ગાથા.

**जो जंपइ परदोसे–गुणसयभरिओ वि मच्छरभरेणं ।**
**सो विउसाण मसारो–पलालपुंजव्व पडिभाइ ॥ ९ ॥**

**અર્થ:**—કોઈ પુરૂષ પોતે સેંકડો ગુણોથી ભરેલો છતાં પણ મત્સરના આવેશથી પરાયા દોષ બોલે તો તે વિદ્વાન જનોમાં પરાળના પુળા માફક દમ વગરનો જણાય છે. ॥ ૯ ॥

## ભાવાર્થ.

મત્સર એ એક એવો દુર્ગુણ છે કે, તે સેંકડો ગુણો ઉ-

પર પાણી ફેરવે છે. મત્સરી માણસ આખા જગતને પોતાનું દ્વેષી બનાવે છે, તેથી હેના બીજા ગુણોની કોઇ પ્રશંસા કરતું નથી.

મત્સરી માણસ સાચી વાત કરતો હોય તો પણ હેનામાં મત્સરીપણાનો આભાસ થતો હોવાથી તે તરફ કોઇ લક્ષ આપતું નથી.

એ જ રીતે મત્સરી માણસની વિદ્યા, મત્સરી માણસની સમૃદ્ધિ વિગેરે તમામ બાબતો લોકમાં અપ્રીતિકારક થઇ પડે છે.

માટે ધર્માર્થી પુરૂષોએ કદાપિ મત્સર ધરીને પારકા દોષો બોલવા નહિ. એમ કરવાથી જ તેઓના ગુણો જગતમાં પ્રકાશીત થાય છે.

સૂક્ષ્મ રીતે વિચારતાં માલમ પડશે કે, મત્સરી માણસમાં જે ગુણો દેખાશે તે માત્ર બહારના આડંબરીજ હશે. અંતરંગમાં તે માણસ નિર્ગુણી જ હશે. કારણ કે મત્સર ધરવો એ ક્ષુદ્રપણાનું લક્ષણ છે, અને જ્હેનામાં ક્ષુદ્રપણું હોય તે પુરૂષ નીચ મનોવૃત્તિવાળો હોય છે. આવો માણસ ધર્મરત્નની પ્રાપ્તિ માટે અયોગ્ય ગણાય છે. તો પછી હેમાં ગુણોનો વાસ ક્યાંથી રહે ?

ધર્મરત્ન પામવાની યોગ્યતા માટે નીચેના એકવીશ ગુણોની જરૂર રહે છેઃ—

૧ **અક્ષુદ્રપણું**, અર્થાત્ ગંભીર બુદ્ધિ, કે જ્હેના યોગે માણસ ધર્મના ખરા સ્વરૂપને ઓળખી મત્સર, ઇર્ષા અને અહંકારથી દૂર રહી શકે.

૨ **રૂપવાનપણું,*** અર્થાત્ મનોહર આકૃતિ, કે જ્હેના યોગે તે લોકોમાં ધર્મની સારી છાપ પાડી શકે.

૩ **પ્રકૃતિસૌમ્યપણું,** અર્થાત્ ઠંડા સ્વભાવ, કે જ્હેના યોગે તે ગરમ મિજાજ નહિ રાખતાં શાંત રહી સામાના મનને આનંદિત કરી શકે.

૪ **લોકપ્રિયપણું,** અર્થાત્ જે ભુંડાં કામો લોકોને અપ્રિય હોય તેવાં કામોથી દૂર રહી લોકોની પ્રીતિના પાત્ર થઈ શકવાપણું.

૫ **અક્રૂરપણું,** અર્થાત્ વૈરભાવથી રહિતપણું, કે જ્હેના યોગે અપરાધી ઉપર ક્ષમા રાખી શકાય.

૬ **ભીરૂપણું,** અર્થાત્ પાપથી ડરતા રહેવાપણું, કે જ્હેના યોગે પાપનાં કામોથી દુર રહી શકાય.

* રૂપ અને લક્ષ્મી એ બંને જૈન શાસ્ત્રો ધિક્કારતાં નથી, એમ ધ્યાનમાં રહેવું જોઇએ. બન્ને, એક **સંસારીને** જરૂરનાં છે. બન્ને મહત્વ વધારનારા પદાર્થ છે. અને મહત્વવાળો માણસ જેટલી અસરકારક રીતે ધર્મની અસર બીજાઓને કરી શકે તેટલી અન્ય કોઇથી ભાગ્યેજ થઇ શકે છે.

રૂપ એ વળી તંદુરસ્તીનું સર્ટીફીકેટ છે. થોડાક અપવાદો બાદ કરતાં, પ્રાયઃ પારદર્શક સૌંદર્ય એ શરીરની તંદુરસ્ત હાલતનું જ પરિણામ છે. શરીરસુખાકારી અને શરીરસૌંદર્યની ધર્મોત્કર્ષમાં પણ જરૂર છે, એ જો યાદ રહે તો ધર્મ સમ્બન્ધી હાલમાં ચાલતી પ્રવૃત્તિ ઘણે દરજ્જે સુધરી શકે.

૭ **અશઠપણું**, અર્થાત્ નિષ્કપટીપણું, કે જ્હેના યોગે જીવ સરળ સ્વભાવ ધારણ કરી શકે.

૮ **સુદાક્ષિણ્યપણું**, અર્થાત્ પરને તુચ્છકાર નહિ કરવાનો સ્વભાવ, કે જ્હેના યોગે પરાર્થ પ્રાર્થનાનો ભંગ નહિ કરતાં તેનું કામ પાર ઉતારી શકાય.

૯ **લજ્જાળુપણું**, એટલે શરમાળ ગુણ, કે જ્હેના યોગે લીધેલી વ્રત પ્રતિજ્ઞાનું પાલન કરી શકાય.

૧૦ **દયાળુપણું**, એટલે કરૂણા ગુણ, કે જ્હેના યોગે પરનાં દુઃખો જોઈ કરૂણા ભાવ ઉત્પન્ન થાય.

૧૧ **મધ્યસ્થ હોઇને સૌમ્ય દૃષ્ટિપણું**, અર્થાત્ રાગદ્વેષ રહિત થઇને શાંત નજર રાખવાપણું, કે જ્હેના યોગે દોષગ્રાહી નહિ થવાય.

૧૨ **ગુણરાગીપણું**, અર્થાત્ ગુણાનુરાગ કે જ્હેના યોગે પરના ગુણો જોઈ પ્રમોદ પામી શકાય.

૧૩ **સત્કથાપણું**, અર્થાત્ સાચું અને પ્રિય બોલવાપણું.

૧૪ **સુપક્ષપણું**, અર્થાત્ કુટુંબને ફળની સુધારવાપણું કે જ્હેના યોગે તેઓ સારા કામમાં મદદગાર થાય.

૧૫ **સુદીર્ઘદર્શિપણું**, અર્થાત્ લાંબી નજર, કે જ્હેના યોગે પરિણામસુંદર કાર્યો કરી શકાય.

૧૬ **વિશેષજ્ઞપણું**, અર્થાત્ વિવેક, કે જ્હેના યોગે હિતાહિત

તથા સત્યાસત્યની પરીક્ષા કરી શકાય, તથા ગુણ દોષ જાણી શકાય.

૧૭ વૃદ્ધાનુગામિપણું, અર્થાત્ વૃદ્ધજનોના પગલે ચાલવાપણું કે જ્હેના યોગે અનુભવી વડીલોએ હોકરો ખાઈને મેળવેલી બુદ્ધિનો લાભ સહેલાઈથી મેળવી સુખી થઈ શકાય.

૧૮ વીનીતપણું, અર્થાત્ માતા પિતા તથા ગુરૂજનનો વિનય કે જ્હેના યોગે તેઓની પ્રીતિ મેળવી શકાય.

૧૯ કૃતજ્ઞપણું, અર્થાત્ કરેલા ઉપકારને યાદ રાખવાનો ગુણ કે જ્હેના યોગે તેહનો બદલો વાળી શકાય.

૨૦ પરહિતાર્થકારિપણું, અર્થાત્ પરોપકારીપણું કે જ્હેના યોગે સ્વાર્થ રાખ્યા વગર પરોપકાર કરી શકાય.

૨૧ લબ્ધલક્ષ્યપણું, અર્થાત્ દરેક કામ ચિત્ત દઈને કરવાનો ગુણ કે જ્હેને લીધે કામ ઘણી સારી રીતે સાંગોપાંગ પાર ઉતરે.

આ એકવીશ ગુણોવાળો પુરૂષ ધર્મરત્ન પામવાને યોગ્ય થાય છે. પણ મત્સરી પુરૂષમાં એ બધા ગુણોનો અભાવરૂપ દેખાવ થઈ પડે છે, તેથી તે ધર્મને અયોગ્ય બની રહે છે.

હવે ગ્રંથકાર કહે છે કે, જે પુરૂષ દુષ્ટભાવથી પારકા છતા અછતા દોષ બોલી બતાવે તે પોતાને નિરર્થક પાપમાં ઉતારે છેઃ

### મૂળગાથા.

**जो परदोसे गिण्हइ-संतासंते वि दुट्ठभावेणं ।**
**सो अप्पाणं बंधइ-पावेण निरत्थएणावि ॥ १० ॥**

## અર્થ.

જે પુરૂષ દુષ્ટભાવથી છતા કે અછતા પરાયા દોષ ગ્રહણ કરે તે પોતાના આત્માને નિરર્થક પાપથી બાંધે છે. ॥ ૧૦ ॥

## ભાવાર્થ.

પાપ બે રીતે કરાય છે;—એક તો ઉદરનિર્વાહ ચલાવવા માટે વેપાર ધંધા અગર ખેતીવાડી કરતાં આપણને કેટલુંક પાપ કરવું પડે છે તે. આ પાપ ન કરીએ તો આપણો નિર્વાહ ચાલી શકતો નથી તેથી ત્હેમાં આપણો કંઇક અર્થ સિદ્ધ થતો હોવાથી તે **સાર્થક પાપ** ગણાય છે; પણ બીજું નિરર્થક પાપ જે કરવામાં આવે છે તે બહુ બુરું છે, કારણ કે ત્હેમાં આપણો કશો સ્વાર્થ સિદ્ધ થતો હોતો નથી, ત્હારે તેવું પાપ કરવાની જરૂર શી છે?

પરાયા છતા અછતા દોષ બોલવા એ **નિરર્થક પાપ** છે. તે કરવું એ કેવળ નીચ વૃત્તિ બતાવે છે. પરાયા દોષ બોલવાથી આપણને કંઇ નફો મળતો નથી, કિંતુ જ્હેના આપણે દોષ બોલીએ ત્હેના જાણવામાં તે વાત આવે તો આપણો વિરોધી થાય છે. કદાચ તે સામો માણસ સદ્ગુણી હોય તેથી પોતાની નિંદા સાંભળીને પણ શાંત રહે, **તોપણ** આપણે તો આપણા દુષ્ટકામથી પાપીષ્ટ બનીએ જ છીએ. માટે પરાયા માણસના છતા દોષ બોલવામાં પણ પાપ છે તો પછી અછતા દોષ બોલવા ત્હેમાં તો મહાપાપ જ છે એમાં શું સમજાવવું?

આપણે જ્યારે પરાયા દોષ બોલીએ છીએ ત્હારે ઘણી વખત આપણે તો સાચી વાત કહીએ છીએ એમ માની આપણા મ-

નમાં જામી રહેલા મત્સરને ઓળખી શકતા જ નથી; પણ આપણે વિચાર કરીશું તો માલમ પડશે કે પરાયા દોષો બોલવામાં આપણું મન જે આનંદ પામે છે તે ક્ષુદ્ર મત્સર શિવાય શી રીતે બની શકે?

પરાયા અવગુણો બોલીને આપણી જીભને આપણે અપવિત્ર કરવાની સાથે આપણા મનમાં મલકાઇને મનને મત્સરથી મલિન કરીને જે નિરર્થક પાપ બાંધીએ છીએ તેનો છુટકારો બહુજ મુશ્કેલીએ થાય છે.

પરનિંદામાં ઘણો ભાગ તો અસત્યનો જ હોય છે. ઘણીવાર તો શકને લીધે પરનિંદા કરવામાં આવે છે અને ખરા ખોટાની પકી ખાત્રી શિવાય જ પરાઇ નિંદા ચલાવવામાં આવે છે. આવી નિંદાને અંગે વગર વિચારે સામા ધણી ઉપર અનેક વ્હેમ લઇ જઇ ત્હેને વગોવવામાં જ આપણી બહાદુરીનો ઉપયોગ કરાય છે, અને આવા આવેશમાં ઘણી ઘણી વેળા સામો ધણી નિર્દોષ છતાં ત્હેના ઉપર દોષારોપણ કરી આપણે નિંદાની સાથે જુઠા અભ્યાખ્યાનના પાપને પણ માથે વ્હોરી લઇએ છીએ કે જહેને માટે શાસ્ત્રકારોએ અનેક દષ્ટાંતો આપી બહુ માઠાં ફળ વર્ણવ્યાં છે.

આપણે કોઇ ઉપર કંઇ આળ ચ્હડાવીએ ત્હારે આપણા મનમાં તો મઝા થાય છે, પણ સામા ધણીના મનમાં આપણા તે કામથી કેટલું દુઃખ લાગતું હશે? જો કોઇ આપણા ઉપર ખોટું આળ ચ્હડાવી આપણી ફજેતી કરે તો આપણા મનમાં જે લાગણી ઉત્પન્ન થાય તે વિચારીએ તો પરાઇ નિંદા છોડીજ દઇએ.

આ રીતે વળી ઘણીવાર કોઈ માણુસ અમુક અપેક્ષા રાખી અમુક કાર્ય કરતો હોય ત્હારે ત્હેની તે અપેક્ષાથી આપણે બેખબર હોઈ ત્હેની નિંદા કરવા કરવા માંડીએ છીએ તેવે પ્રસંગે પણ આપણી નિંદા અસત્યતાથી જ છવાયલી હોય છે.

હવે કોઈ વેળા સામા માણસનાં આપણે ખરેખરાં દૂષણો બોલીએ તોપણ ત્હેને ( સત્ય છતાં પણ ) શાસ્ત્રકારોએ અસત્યજ ગણ્યું છે. શ્રીમાન હેમાચાર્યે યોગશાસ્ત્રમાં લખ્યું છે કેઃ—

**"तत्तथ्यमपि नो तथ्यमप्रियं चाहितं च यत्"**

અર્થાત્ જે વાત કોઇને અપ્રીતિજનક હોય અગર અહિતકર્તા હોય તે વાત સાચી હોય તો પણ સાચી ન ગણવી.

આમ હોવાથી, આપણે કયા નિયમે પ્રવર્ત્તવું તે સમ્બન્ધમાં ગ્રંથકાર સર્વ **બાબતોમાં સાધારણ રીતે લાગુ પડતો ( સામાન્ય ) નિયમ** બતાવે છે કેઃ—

**મૂળ ગાથા.**

**तं नियमा मुत्तव्वं-जत्तो उपज्जए कसायग्गी ।**
**त वत्थुं धारिज्जा-जेणो वसमो कसायाणं ॥ ११ ॥**

**અર્થ.**

**જહેનાની કષાયરૂપ અગ્નિ પ્રદીપ્ત થાય તે કામને ચોકસપણે છોડી દેવું અને જહેનાથી કષાયો દબે તે વસ્તુ ધારણ કરવી. ॥ ૧૧ ॥**

**ભાવાર્થ.**

ચિત્તને મલિન કરનાર તે કષાય. કષાય ચાર છે;—ક્રોધ,

માન, માયા અને લોભ. આ ચારે કષાય, રાગ અને દ્વેષ એ બે મૂળમાંથી ઉત્પન્ન થાય છે, અને રાગ અને દ્વેષ એ જ દુઃખનાં મૂળ છે.

ચિત્તની શાંતિને કષાયો બાળીને ભસ્મ કરે છે, માટે કષાયોને અગ્નિની ઉપમા આપી શકાય. અગ્નિની સામગ્રી મળ્યાથી અગ્નિ જેમ ભડકા લઇ ઉઠે છે તેમ કષાયોની સામગ્રી મળતાં તેઓ પણ ઝટ ભડકા લઇ પ્રદીપ્ત થાય છે.

બળતણ પૂરવાથી અગ્નિ વધ્યા કરે છે અને હેના પર પાણીનો મારો ચલાવવાથી તે શાન્ત પડે છે; તેમ કષાયો પણ અમુક કારણોથી વધતા જાય છે અને અમુક કારણોથી ઘટતા રહે છે. એથી શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે, જે રીતે કષાયો વધે તે રીતથી દૂર રહેવું અને જે રીતે કષાયો ઓછા પડે તે રીતને ધારણ કરવી.

આ નિયમ બહુ જ ઉમદા છે. દરેક ધર્મમાં એ જ ઉપદેશ છે કે, કામક્રોધને ઓછા કરવા. આ નિયમને બરોબર પાળવામાં આવે તો જગતપર શાંતિનું સામ્રાજ્ય પથરાય, અને સઘળા ક્લેષ કંકાસ, વૈર વિરોધ, લડાઈ ટંટા, હોંસાતોસી વિગેરે અનર્થો થતા બંધ પડે.

આ ઉત્તમ નિયમને અનુસરીએ તો કોઇની પણ નિંદા આપણે કરીશું નહિ; કારણ તેમ કરવાં તો આપણા અને સામાના કજીયા વધવાનો સંભવ તરત ઉભો થાય છે. **માટે આ નિયમને આપણે આપણા મનમાં ગોખી ગોખીને ઠસાવી**

રાખવો જોઇએ, કે જેથી આપણું મન સદા શાંત રહી શકે.*

હવે કઇ કઇ રીતોથી કયા કયા કષાયો વધે છે ત્હેનો વિચાર કરીએ. પરનિંદા કરવાથી **ક્રોધ** વધે છે, મદ કરવાથી **માન** વધે છે, ખાલી કીર્તિના ભૂખ્યા થવાથી **માયા** વધારવી પડે છે, ઇંદ્રિયોપર કાબુ નહિ રાખ્યાથી **લોભ** વધી પડે છે; માટે શાસ્ત્રમાં છ દુશ્મનોને જીતવાનુ લખ્યું છે, જે છ દુશ્મનો નીચે મુજબ છે.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને હર્ષ એ છ **અંતરંગારિ** એટલે અંદરના દુશ્મન છે. કામના જોરથી બ્રહ્મચર્યનો ભગ થાય છે, ક્રોધના જોરથી ક્ષમાનો ભંગ થાય છે, લોભના જોરથી સંતોષનો ભંગ થાય છે, મોહના જોરથી વિવેકનો ભંગ થાય છે, મદના જોરથી વિનયનો ભંગ થાય છે, અને હર્ષના જોરથી ન્યાયનો ભંગ થાય છે. માટે આ છ દુશ્મનોને અવશ્ય વશ કરવા જોઇએ.

છ દુશ્મનોને જીત્યાથી આપણા **હૃદયમાં** તેમજ આપણી **પ્રવૃત્તિમાં** નીચેના દશ ધર્મ પ્રગટે છે:—

ક્રોધ જીતાયાથી ક્ષાંતિ એટલે ક્ષમા ગુણ પ્રકાશ પામે છે,

---

* ચિત્તશાન્તિ ( Equilibrium of mind ) માટે આ ઉત્તમોત્તમ ચાવી છે. અને આત્મોન્નતિ માટે ચિત્ત શાન્તિ એ પહેલા નંબરની જરૂરીઆતની ચીજ છે.

જ્હેને યોગે આપણે આપણા ગમે તેવા અપરાધીને પણ માફી બક્ષી આપણા ચિત્તને શાંત રાખી શકીએ છીએ.

મદ યા માન જીતાયાથી માર્દવ એટલે નમ્રતા ગુણ પ્રાપ્ત થાય છે. એના પ્રતાપે આપણે વિનીત થઈ આપણા ગુરૂજનોની પ્રીતિ મેળવી શકીએ છીએ.

મોહ યા માયા જીતાયાથી આર્જવ એટલે સરળતા ગુણ પ્રગટે છે, એના યોગથી આપણે સરળ ભાવે વિવેકપૂર્વક સાદા રહીને દગાપ્રપંચથી દૂર રહી શકીએ છીએ.

લોભ જીતાયાથી મુક્તિ એટલે સંતોષ ગુણ પ્રાપ્ત થાય છે; ત્હેના યોગથી આપણે ચોરીથી અથવા અન્યાયથી દ્રવ્યોપાર્જન કરતા અટકી આપણી જે સ્થિતિ હોય ત્હેમાં સંતોષ માની આનંદિત રહી શકીએ છીએ.

કામ અને હર્ષ જીતાયાથી અને એકંદરે છએ અંતરંગ શત્રુઓ જીતાયાથી તપ, સંયમ, સત્ય, શૌચ, આકિંચન્ય, અને બ્રહ્મચર્ય નામે છ ગુણો પ્રકાશ પામે છે.

(૧) એ છ ગુણો પૈકી પહેલો તપ એટલે કષ્ટસહન તે બે પ્રકારે છે; **આભ્યંતર અને બાહ્ય. આભ્યંતર** કષ્ટસહન છ પ્રકારે છે. પાપના માટે પશ્ચાત્તાપ કરવો, વિનય કરવો, માંદાની માવજત કરવી, વિદ્યાભ્યાસ કરવો, ધ્યાન ધરવું, અને શરીરને સ્થિર કરી સમાધિલીન થવું, એ રીતે છ પ્રકારે અભ્યંતર તપ છે. **આવી રીતના અભ્યંતર કષ્ટસેવન શિવાય જ્ઞાન તથા ધ્યાનની સિદ્ધિ થઈ શકતી નથી;** માટે આળસુ

નહિ થતાં અને ઉપસર્ગ તથા પરિસહોથી નહિ ડરતાં, સખ્ત કષ્ટ સહન કરીને પણ, જ્ઞાન દર્શન અને ચારિત્રની વૃદ્ધિ કરવા માટે ઉપર મુજબના તપની ખાસ જરૂર છે.

હવે બાહ્યતપના છ પ્રકાર આ મુજબ છે:—આહાર ત્યાગ કરી ઉપવાસ કે એકાસણાં કરવાં, ભૂખ કરતાં ઓછું ખાવું, અમુક ચીજોનો ત્યાગ કરવો, કાયાને ટાઢ તડકાથી કસવી, અને ઇંદ્રિયોને વશ રાખી ગુફા વિગેરે એકાંત સ્થળે વસવું એ રીતે છ પ્રકારે બાહ્ય તપ થાય છે.

(૨) સંયમ એટલે ઇંદ્રિયોને વશ રાખી તેમને સન્માર્ગે પ્રવર્તાવી પાપ કર્મથી દૂર રહેવું.

(૩) સત્ય એટલે સાચું બોલવું.

(૩) શૌચ એટલે મન વચન અને કાયાને પવિત્ર રાખવાં. **મનથી** દુષ્ટ ચિંતન નહિ કરવું, **વચનથી** દુષ્ટ વચન નહિ બોલવું, અને **શરીરથી** દુષ્ટ કામ નહિ કરવું.

આ રીતે દશ પ્રકારના ઉત્તમ ગુણો ધર્મનાં ખરેખરાં અંગ છે, તે પ્રાપ્ત થાય તેમ આપણે યત્ન કરવો જોઇએ. આ દશ પ્રકારના ધર્મને માટે જ સઘળી શાસ્ત્રરચના થઇ છે. આવા સર્વમાન્ય ધર્મગુણો તરફ બેદરકાર રહીને આપણે **ક્રીયાકાંડ-તકરારી બાબતોના વાંધા ઉભા કરી** અરસપરસ મત્સરી બની ગુણાનુરાગથી વેગળા થઇએ એ બહુ શોચનીય છે.

હવે ગ્રંથકાર આટલે સુધી આપેલી શીખામણનો સારાંશ કહે છે:—

## મૂળ ગાથા.

**जइ इच्छह गरुयत्तं—तिहुयणमज्झंमि अप्पणो नियमा ।**
**ता सव्वपयत्तेणं—परदोसविज्जणं कुणह. ॥ १२ ॥**

### અર્થ:—

જો ત્હમે ત્રણ જગતની અંદર પોતાની મ્હોટાઇ મેળવવા ખરેખર ઇચ્છતા હો, તો સર્વ પ્રયત્નથી પરાયા દોષોની નિંદા કરવાનું પૂરતી રીતે વર્જન કરો. ॥ ૧૨ ॥

### ભાવાર્થ.

દરેક માણસને એવી કુદરતી ઇચ્છા રહે છે કે, આપણે મહાન્ ગણાઇયે તો સારૂં. આ ઇચ્છાથીજ આપણે દરેક કામ પાર પાડી મ્હોટાઇ મેળવવા મથન કરીએ છીએ, અને ઊંચો નંબર મેળવવા યત્નવાન્ રહીએ છીએ. આ એક આપણું ઇચ્છાબળ છે; ત્હેનો સદુપયોગ કરવામાં આવે તો તેથી સારાં ફળ મેળવી શકાય છે. પણ આપણે અજ્ઞાનના જોરે તે બળનો જ્હારે દુરૂપયોગ કરીએ છીએ ત્હારે તે ઇચ્છાના જોરે મદમત્સર કરવામાં ફસી પડી ઇચ્છાનુકૂળ ફળને બદલે તેથી વિરૂદ્ધ ફળ મેળવીએ છીએ.

ખરેખર અજ્ઞાન ભયંકર છે. ઉપયોગી શક્તિઓ અજ્ઞાનથી બરબાદ થાય છે, એટલુંજ નહિ પણ તેઓ અનર્થજનક થઇ પડે છે.

અજ્ઞાનથી જ મત્સર-ઇર્ષ, વૈરવિરોધ, કલહકંકાસ વિગેરે

ઉત્પન્ન થાય છે. અજ્ઞાનથી જ ધર્મનું રહસ્ય સમજવામાં નહિ આવતાં કેવળ બાહ્યાચારપર રહીને અહંકારમાં ખુંડાય છે. **અજ્ઞાનથી જ ધર્મના બહાને દુરાચારનો વધારો કરવામાં આવે છે.** અજ્ઞાનથી જ ખરા ખોટાની પરીક્ષા વિના દેખીતી રીતે ખોટી વાતોને સત્ય ઠરાવી ખરા સત્યથી વેગળો રહેવામાં આવે છે, અને **અજ્ઞાનથી જ ગુણોના તરફ બેદરકાર રહીને દોષોને ગુણો તરીકે માનવામાં આવે છે.**

અજ્ઞાનના જોરે જ ગુણીપુરૂષોના ગુણો નહિ દેખાતાં દોષો દેખાવા માંડે છે, કિંબહુના—આ જગત્‌માં અજ્ઞાન સમાન આપણો કોઈ શત્રુ નથી.

આ અજ્ઞાનના જોરથી આપણે એમ સમજીએ છીએ કે બીજાને હલકા પાડવાથી આપણી મ્હોટાઈ વધશે. એમ ધારી આપણે બીજાની નિંદા કરવા તૈયાર થઈએ છીએ પણ જ્યાર જ્ઞાનદૃષ્ટિ ઉઘાડીને જોવામાં આવે તો તરત માલુમ પડે કે, બીજાને હલકા પાડવાથી **આપણી** જ હલકાઈ થાય છે અને બીજાની નિંદા કરવાથી **આપણી** જ મ્હોટાઈ થતી અટકે છે; કારણ કે, તેમ કરવા જતાં આપણે પોતેજ આપણા મનની નીચ વૃત્તિની લોકોમાં સાબિતી કરી આપીએ છીએ.

માટે સમ્યક્‌જ્ઞાન થયા શિવાય માણસ આંધળો છે. જ્ઞાનના પ્રતાપે જ જગતમાં શું ખરૂં છે અને શું ખોટું છે હેની ખબર પડે છે, જ્ઞાનના બળે જ આપણને શું કર્ત્તવ્ય છે અને શું અકર્ત્તવ્ય છે હેનું ભાન થાય છે.

આ કારણે આપણામાં સમ્યક્ જ્ઞાન ફેલાવવાની ખાસ અગત્ય રહેલી છે. આપણા ભાઈઓને, આપણી બ્હેનોને, આપણાં બાળકોને, અને આપણા સમાગમમાં આવતા દરેક મનુષ્ય પ્રાણીને સમ્યક્જ્ઞાન આપી ધર્મનું રહસ્ય શામાં રહેલું છે, તે સમજાવવાની જરૂર છે. જ્ઞાનનો વધારો થવાથી પોતાની મેળે દુર્ગુણો તરફ અભાવ ઉત્પન્ન થઈ ગુણાનુરાગ ઉત્પન્ન થશે. કારણ કે જ્ઞાન એ ગુણાનુરાગનું બીજ છે. **જ્ઞાન શિવાયની ક્રિયા નિષ્ફળ કહેવાય છે** તે એ જ કારણને લીધે કે, તેવી જ્ઞાન વગરની ક્રિયા કરવાથી **અંતરંગમાં** રાગદ્વેષનો પરાજય થતો નથી. શાસ્ત્રકારોએ પોકારી પોકારીને કહેલું છે કે;—

**पढमं नाणं—तओ दया.**

અર્થાત્, **પહેલું જ્ઞાન** હાંસલ કરવું જોઇએ **અને ત્યાર પછી ત્હેના બળે દયા** પાળવી જોઇએ. આ રીતે જૈન ધર્મમાં જ્ઞાનને સૌથી પહેલો દરજ્જો આપવામાં આવ્યો છે, એટલું જ નહિ પણ શ્રી હરિભદ્ર સૂરિએ '**યોગ દૃષ્ટિ સમુચ્ચય**'માં લખ્યું છે કે;–

**कियाहीनस्य यद् ज्ञानं—ज्ञानहीनस्य या क्रिया ।**
**अनयो रंतरंज्ञेयं—भानुखद्योतयो रिव ॥**

અર્થાત્, એક પુરૂષ ક્રિયારહિત છતાં જ્ઞાનવાન્ છે અને બીજો જ્ઞાનરહિત છતાં ક્રિયાવાન્ છે તે બેમાં સૂર્ય અને ખજવા જેટલો તફાવત છે. આ ઉપરથી જ્ઞાનની કેટલી અગત્ય છે તે સ્પષ્ટ જણાઇ રહે છે. માટે આજકાલ પુરૂષ વર્ગ તથા સ્ત્રી વર્ગમાં

ધર્મ સંબંધી સમ્યક્ જ્ઞાન ફેલાવવા માટે આપણા **તમામ ધર્મગુરૂઓએ તેવા સમ્યક્ જ્ઞાનનો ઉંડો અભ્યાસ કરવાની જરૂર છે. ધર્મ સંબંધી સમ્યક્ જ્ઞાન કંઇ સંસ્કૃત કે પ્રાકૃત ભાષા જાણવાથી અથવા વ્યાકરણ-કોષ કે ન્યાય ભણી જવાથી આવી શકતું નથી***

પણ ત્હેને માટે એજ ઉપાય છે કે ધર્મ સંબંધી જે જે મૂળ મુદ્દાઓ છે તે સંબંધે લક્ષ રાખીને, નીતિની વૃદ્ધિ અને સત્ય વાતનો સ્વિકાર કેમ કરી શકાય ત્હેનો વિચાર કરીને, દેશકાળાનુસારે ધર્મશોધન કરી, ઊંડું જ્ઞાન મેળવી દરેક ઉપદેશમાં ત્હેની પુષ્ટિ કરીને લોકોનાં મન નીતિ તરફ દોરવાં જોઇએ.

હાલના જમાનામાં તો, મ્હોટાં મ્હોટાં સૂત્રો અને ગ્રંથોમાંથી નીતિનાં વાક્યોને તારવી કહાડીને પ્રચલિત દેશી ભાષામાં

---

* ભાષા જ્ઞાન અને તત્વજ્ઞાન એ બે જૂદીજ વાતો છે. ઘણાએ વિદ્વાનો સંસ્કૃત-પ્રાકૃત-યાવની આદિ ભાષાઓ જાણે છે, પણ તત્વથી તદ્દન અજાણ્યા હોય છે; અને માતૃભાષા પણ શુદ્ધ બોલી ન જાણનારમાં કોઈ વખત તત્વજ્ઞાનનો ભંડાર જોવામાં આવે છે. ભાષા જ્ઞાન કે ગોખણીઆ સૂત્રજ્ઞાનવાળા ઘણાએ વિદ્વાનોએ ધર્મને નામે હિંસા ઉપદેશી છે અને અભણ દેખાતા ઘણાએ 'પરમહંસો'એ ઉચ્ચતમ પ્રકારની દયાનો પ્રચાર કર્યો છે. માટે મગજ શક્તિ કરતાં હૃદયશક્તિ ધર્મમાં પહેલા નંબરની જરૂરીઆત ધરાવનારી ચીજ છે.

હેમને ગોઠવીને ન્હાની પણ ખાસ ઉપયોગી પોથીઓ તૈયાર કરી તે લોકોમાં ફેલાવવી જોઈએ કે જેથી લોકોની નીતિ સંબંધી સુધારણા થાય. કારણ કે, બીજા હજારો ઉપદેશ કરતાં **નીતિ સંબંધી એક વાક્ય પણ જો બરાબર ઠસાવવામાં** આવે તો તે વધુ ફાયદો કરે છે. **બહુ સાંભળવા કરતાં થોડું પણ ઉપયોગી સાંભળીને તે ગ્રહણ કરવું** એમાં વધુ ડહાપણ છે. આપણે લોકાલોકની ઝીણી ઝીણી વાતો સમજવા માથાફોડ કર્યાં કરીએ અને 'સાચું બોલવું' એટલા વાક્યને એક ખુણે પડી રહેવા દઈએ તો એથી આપણો શી રીતે દહાડો વળે?

માટે સદ્‌ગુણોનું સમ્યક્‌ જ્ઞાન મેળવીને તે તે ગુણો પાળવાથી જ આપણો ઉદ્ધાર થશે. આપણે સંસારને ત્યજીને મુની બનીએ કે સંસારી તરીકે કાયમ રહીએ: એમાંથી ગમે તે સ્થિતિ પસંદ કરીએ પણ **નીતિમાન થયા શિવાય કંઇ પણ કાર્ય સિદ્ધ થનાર નથી.**

હવે ગ્રંથકાર છ પ્રકારના પુરૂષોનું સ્વરૂપ બતાવવા ખાતર પહેલાં હેમનાં નામ આપે છે;—

**મૂળ ગાથા.**

**चउहा पसंसणिज्जा–पुरिसा सव्वुत्तमुत्तमा लोए,**
**उत्तमउत्तम उत्तम–मज्झिमभावा य सव्वेसिं ॥ १३ ॥**
**जे अहम अहम अहमा–गुरुकम्मा धम्मवज्जिया पुरिसा,**
**ते विय न निंदणिज्जा–किंतु दया तेसु कायव्वा ॥ १४ ॥**

## અર્થ:—

આ જગતમાં ચાર પ્રકારના પુરૂષ સર્વેને પ્રશંસા કરવા યોગ્ય છે;—એક સર્વોત્તમોત્તમ, બીજા ઉત્તમોત્તમ, ત્રીજા ઉત્તમ, અને ચોથા મધ્યમ. ॥ ૧૩ ॥ (ઉપરાંત) પાંચમા અધમ અને છઠ્ઠા અધમાધમ એ ભારેકર્મી અને ધર્મવર્જીત હોય છે, છતાં તેઓની પણ નિંદા ન કરવી જોઇએ. કિંતુ તેઓ ઉપર દયા ધારવી જોઇએ. ॥ ૧૪ ॥

## ભાવાર્થ.

પુરૂષોની વ્હેંચણી પાડવી હોય તો ત્હેમના ત્રણ પ્રકાર પડે:— (૧) ઉત્તમ, (૨) મધ્યમ, અને (૩) અધમ; છતાં ઉત્તમ પુરૂષોના પાછા ત્રણ વર્ગ પડાય છે,—એક સર્વોત્તમોત્તમ, બીજો ઉત્તમોત્તમ, અને ત્રીજો ઉત્તમ. મધ્યમનો એક જ ભેદ રાખવામાં આવેલો છે. અધમ પુરૂષના બે ભેદ પાડી શકાય,—અધમ અને અધમાધમ. આ રીતે છ પ્રકારના પુરૂષો હોઇ શકે. એમાં ત્રણે પ્રકારના ઉત્તમ અને મધ્યમ મળી ચાર પ્રકારના પુરૂષ તો સર્વ કોઇને બિનતકરારે પ્રશંસવા યોગ્ય છે. શિવાય અધમ અને અધમાધમ. એ પ્રકારના પુરૂષો ભારે કર્મ અને ધર્મહીન હોવાથી તેઓની પ્રશંસા કંઇ કરી શકાય નહિ, અને ત્હેમની નિંદા તો ન જ કરવી જોઇએ. કારણ કે તેઓ તો આપણી દયાના પાત્ર છે એટલે કે ત્હેમનાપર તો આપણે દયાભાવ ધરવાનો છે, અને તેવો ભાવ રાખીને ત્હેમને પણ બોધ આપી સુધારવાના છે. હવે જો ત્હેમની નિંદા કરીએ તો ત્હેમનાપર આપણી દયા શી રીતે રહે?

આ પરથી ખુલ્લું સમજાય છે કે, જ્હારે આપણે કોઇની નિંદા કરીએ ત્હારે ત્હેના તરફ આપણી દયા રહી શકતી નથી. કારણ, જો ત્હેના તરફ દયા હોય તો ત્હેની નિંદા કરાય જ કેમ ? કોઇની પણ લાગણી દુઃખવવી એ દયાભાવથી વિરૂદ્ધ કામ છે. માટે નિંદા કરવી એ દયાળુ પુરૂષનું કામ નથી.

ત્હારે આપણે **જીવદયા પાળવા માટે પ્રતિજ્ઞા લઇને પરનિંદા કરવાથી પાછા ન હઠીએ તો આપણી લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ થાય છે** એ વાત સિદ્ધ થાય છે. માટે પરનિંદા કરવી એ પરને પીડા આપવા બરાબર છે; તેથી દયાની દ્રષ્ટિએ પણ આપણે પરનિંદાથી દૂર રહેવું ઘટે છે.

આહીં પ્રસંગે દયા સંબંધી થોડું વિવેચન જરૂરી છે.

દયા એ ધર્મનું મૂળ છે. એટલે કે દયાભાવના જોરથી જ ધર્મની સ્થાપના થઈ છે અને દયાભાવ વધારવાનોજ ત્હેનો ઉદ્દેશ છે. **દયા એટલે પરના દુઃખો દૂર કરવાની લાગણી.** આ એક ઊંચામાં ઊંચી મનોવૃત્તિ છે, કે જ્હેને આધારે નિઃસ્વાર્થપણે પ્રેમપૂર્વક પરાયા દુઃખો ટાળવા માટે પ્રવૃત્તિ કરી શકાય છે.

દયામાંથી જ સઘળા સદ્દગુણો ઉદ્દભવે છે, તેથી દયાને સર્વ ધર્મોમાં પહેલું સ્થાન અપાયું છે. કહેવત ચાલે છે કે—

**" दया धर्मको मूल है "**

દયાને લીધે જ સત્ય બોલાય છે, દયાને લીધે જ ન્યાયવૃત્તિ પ્રસરે છે, દયાને લીધે જ પરસ્ત્રીગમનથી દૂર રહેવાય છે.

આ રીતે જગતમાં જે જે ભલાં કામો કરવામાં આવે છે ત્હેનું મૂળ દયામાં રહેલું છે.

આ દયાવૃત્તિ જો મનુષ્યોમાં ન હોય તો કોઈ કોઇને સ-હાય આપશે નહિ, સારાં કામો માટે પણ કોઈ એક બદામ ખર્ચશે નહિ, સૌ કોઈ સ્વાર્થી થઈ બીજાને મારી નાખ-વાનો પ્રયત્ન કરશે અને એકંદરે જગતમાં અવ્યવસ્થા થઈ લું-ટફાટ, લડાઈ, કાપાકાપી, અદાવત, નિંદા વિગેરે અનેક દુર્ગુણો અને દુષ્કૃત્યો ફેલાતાંને અશાંતિમય જગત્ થઈ પડશે.

માટે દયાવૃત્તિને પૂરતી રીતે જાળવી રાખવી જોઇએ. પૂર્વે વર્ણવેલી મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવ-નાઓ ખુદ **'દયા'ની જ ચાર શાખાઓ છે,** અને તેટલા માટેજ ત્હેમને ધર્મના મૂળ પાયા તરીકે જણાવેલી છે.

આપણા જૈન ભાઇઓમાં જન્મથી જ દયા ગુણ તરફ સારૂં વલણ રહે છે તે પ્રશંસનીય છે. છતાં પરનિંદા, કન્યાવિ-ક્રય તથા ઘેર રાખેલી ગાય ભેંસોનાં વાછરડાંઓ તરફ રાખ-વામાં આવતી બેદરકારીઃ એ વિગેરે દયાહીન કાર્યોમાં ત્હેમને લાગતા જોઈ ખચિત આપણને ખેદ થાય છે કે, આવો ઉત્તમ મનુષ્યભવ પામી તથા આવો દયામય જૈનધર્મ પામીને કાં ત્હેને વ્યર્થ ગુમાવવામાં આવે છે? માટે આપણા ધર્મગુરૂઓનું આ બાબતપર લક્ષ ખેંચાય તો ઘણે દરજ્જે યોગ્ય ઉપદેશ આપીને તેઓ લોકસુધારણા કરી શકે તેમ છે.

શિવાય ન્હાની ઉમરનાં બાળકો અને બાળિકાઓને પરણા-

વીને બંધનમાં નાખતાં હેમાંથી જે અનર્થો જન્મ પામે છે તે પણ દયાળુ જનના અંતઃકરણને બહુ જ ખટકે એવા છે. **બાર વર્ષની અંદરની આપણી પુત્રીઓ રંડાય એ શું આપણા અંતઃકરણમાં દયા હોય તો સાંખી શકીએ ?** નહિજ. માટે બાળલગ્નોનો આપણી જૈન કોમમાં સખત પ્રતિબંધ થવો જોઇએ. એને માટે સોળ વર્ષની કન્યા અને પચીશ વર્ષનો પુરૂષ લગ્ન યોગ્ય ઠરાવવા જોઇએ. આવું ધારણ બંધાય તો આપણી હજારો પુત્રીઓ બાળરંડા થતી અટકે એ શું ઓછું દયાનું કામ ગણાય ?

વળી એક સ્ત્રી હયાત છતાં તેના પર બીજી પરણી લાવીને પહેલી સ્ત્રી તથા બીજી સ્ત્રીના વચ્ચે શોક્યપણાનો સંબંધ જોડી ઘરમાં વૈરવિરોધ થવાનાં બીજ રોપવાં એ પણ નિર્દયતાનું જ પગલું છે તે જ રીતે પચાશ વર્ષના ડોસાને પૈસાની લાલચે પુત્રી આપીને હેને દુઃખિત કરવી એ પણ દયાહીનપણાનું જ કામ છે. આવાં કામો આપણી દયાની લાગણીની સામાન્ય લોકોમાં નિંદા કરાવે છે,* તે માટે સમજુ જૈનબંધુઓએ અવશ્ય વિચાર કરવો ઘટે છે.

* 'જીવદયા' એજ જૈન ધર્મ એમ કહેવા છતાં આપણે જૈનો ઘણા પ્રકારની હિંસા કરીએ છીએ. જૈન શાસ્ત્રોની 'દયા'ની વ્યાખ્યા માત્ર બકરાં છોડવવામાં, કબુતર અને કીડીને જીવાડવામાં કે વાયુકાયના જીવોનું રક્ષણ કરવામાં પુરી થતી નથી. જૈન શાસ્ત્રો અમુક બાબતમાં દયા કરો એમ કહેતા નથી પણ આપણા

જ્હારે આપણે ન્હાનામાં ન્હાના જંતુઓ ઉપર પણ દયા ધારીએ છીએ, ત્હારે ખુદ આપણી બાળિકાઓના તરફ તો આપણે પૂર્ણ દયાવાન્ રહેવાની ખાસ ફરજ છે.

હવે ગ્રંથકાર સર્વોત્તમોત્તમ પુરૂષ કોને ગણવો તે કહે છેઃ—

---

હૃદયને દયામય બનાવવા ફરમાવે છે; પછી દરેક કાર્યમાં એ દયાળુ બનેલું હૃદય શરીરને તે કાર્ય કરવા કે ન કરવા સલાહ આપી શકશે. પુત્રીને વેચવામાં દયાનો ભંગ થાય છે એમ શાસ્ત્રકારો ચોખ્ખું નામ પાડી કહેવા નવરા નથી, પણ શું દયામય હૃદય કદી પુત્રીને આંસુ પાડતી સ્થિતિમાં જોવી પડે એવા કામની પરવાનગી આપશે? જે શબ્દોથી સામાને મરણતોલ ઘા વાગે એવા શબ્દો માટે પણ દયામય હૃદય કદી પરવાનગી આપી શકશે નહિ. એક ઉપર બીજી સ્ત્રી કરવા, મદદગાર કુટુંબી મરતાં એક રડી રહેલા હૃદયને દિવસમાં પચીસવાર પરાણે રડાવવા, કે વ્યભિચાર કરવા કોઇ દયામય હૃદય પરવાનગી આપી શકશે નહિ. આ પ્રમાણે 'દયા' નામના બે અક્ષરના ન્હાના શબ્દમાં સઘળા સદ્‌ગુણોનો સમાવેશ થઇ જાય છે. માત્ર બાહ્ય દયામાં એ શબ્દને ગોંધી રાખનારાઓ તે પવિત્ર શબ્દને અન્યાય આપે છે અને 'મ્હોટા જીવને મારનાર અને ન્હાનાને બચાવનાર' એવું ખોટું વિશેષણ કેટલાક અન્ય લોકો જૈનોને લગાડે છે ત્હેનું કારણ પણ એવા 'દયા'નો સાંકડો અર્થ કરનાર જૈન ભાઇઓજ છે.

## મૂળ ગાથા.

**पइअंगुब्भडजुव्वण–वंतीणं सुरहिसारदेहाणं,**
**जुवईणं मज्जगओ–सव्वुत्तम रूववंतीणं ॥ १५ ॥**
**आजम्म बंभयारी–मणवयकाएहिं जो धरइ सीलं,**
**सव्वुत्तमुत्तमो पुण–सो पुरिसो सव्वनमणिज्जो ॥ १६॥**

## અર્થ.

દરેક અંગમાં પ્રગટી નીકળેલા આકરા યૌવનવાળી, સુગંધથી મ્હેકતા શરીરવાળી, અને સર્વથી ઉત્તમ રૂપવાળી સ્ત્રીઓના વચ્ચે રહીને જે પુરૂષ જન્મથી બ્રહ્મચારી રહ્યો થકો મન વચન અને કાયાથી શીળવાન્ રહે તે પુરૂષ સર્વોત્તમોત્તમ જાણવો અને તે સર્વ કોઇને નમવા લાયક હોય છે. ॥૧૫–૧૬॥

## ભાવાર્થ.

આ જગતમાં જેમ દયા એ મહાન્ ગુણ ગણાય છે, તેમ તેવો બીજો મહાન્ ગુણ તે શીળ અથવા બ્રહ્મચર્ય છે. આપણા જીવમાં જેમ **જ્ઞાનશક્તિ** છે તેમ બીજી **બળશક્તિ** કે જે **વીર્યના** નામે બોલાય છે તે છે. એ શક્તિના આધારથી જ જીવ ઉત્તમ પરાક્રમ કરીને, કર્મો ઉપર જય મેળવી, ઊંચા પદને પામી શકે છે. માટે એ શક્તિની ત્હેને ખાસ જરૂર છે.

એ શક્તિનો દુરૂપયોગ તે ત્હેની નિર્વિકાર સ્થિતિનો ભંગ કરી વિકાર સ્થિતિમાં ન્હડવું તે છે. બાળક જન્મે છે ત્ય્હારે તે કામવિકારથી રહિત હોય છે. પાછળથી તે મ્હોટો થતાં અને

અને હેનામાં વીર્યશક્તિનો પુષ્કળ વધારો થતાં તે જો પોતાના મન ઉપર કાબુ નહિ રાખે તો વિકારાવસ્થાને પ્રાપ્ત થાય છે, જ્હેને પરિણામે તે શીલ ભંગ કરી વીર્ય શક્તિને બરબાદ કરે છે, એટલું જ નહિ પણ તે હેના આવેશમાં સ્હડી-ને અનેક અનર્થોમાં ફસી પડે છે. પણ જો તે જ્ઞાનવાન્ હોય છે તો તે મૂળથી જ વિકારાધીન થતો નથી, અને તે રીતે પોતાનું ઉત્તમ બળ જાળવીને હેને સદુપયોગમાં લે છે.

વિકારાધીન થવાથી બળનો નાશ થતાં શરીરમાં અનેક ન્હાના મ્હોટા રોગો પેદા થાય છે, મનોબળ તથા બુદ્ધિબળ નિર્બળ થતા જાય છે, અને હેના પરિણામે પ્રબળ પરાક્રમનાં કામો થઇ શકતાં નથી. અને એ રીતે વિકારાધીન મનુષ્ય નિર્માલ્ય જેવો થઇ રહે છે અને વિષયલંપટ બનીને સ્વાર્થપરાયણ થઈ પુરૂષ નામને કલંકિત કરતો થકો અન્યાય ભરેલી વર્ત્તણુંક ચલાવવામાં પણ ફસી પડેછે.

આપણી દરેક શક્તિઓને વીર્યશક્તિનો ટેકો રહેલો છે, તેથી હેનો ભંગ થતાં દરેક શક્તિ નબળી પડે છે. માટે વીર્યશક્તિનું સંપૂર્ણ રક્ષણ કરવું જોઇએ.

વીર્યશક્તિને ધક્કો લગાડનાર કામવિકાર છે. આ **કામવિકાર એ ઇચ્છા શક્તિનો અયોગ્ય વિકાર છે.** તે, જ્હારે મન ઉપર કાબુ ન હોય ત્હારે માનસિક સંકલ્પથી જન્મે છે. મન શાંત હોય તો મુદ્દલ કામવિકાર થતો નથી, એ અનુભવસિદ્ધ વાત છે.

માટે મનથી દુષ્ટ સંકલ્પ કરીને કામવિકારના વશ થઇ સ્ત્રી-સંભોગથી આપણા વીર્યનો નાશ કરવો એ આત્મઘાત કર્યા બરોબર હોવાથી દુષ્ટ કૃત્ય ગણાય છે. એથી ખરેખરા ઉત્તમ પુરૂષો જન્મથી જીવિત પર્યંત વિકારવશ નહિ થતાં બ્રહ્મચર્ય ધારણ કરી રહે છે. તેઓનું મન એટલું મજબૂત હોય છે કે ત્હેમાં કોઇપણ રીતે વિકાર દાખલ થઇ શકતો નથી. તેઓ સ્વભાવથી જ શાંત હોય છે, ત્હેની સાથે તેઓને સમ્યક્ જ્ઞાન હોય છે, એટલે તેઓ હરેક સ્ત્રીને પોતાની માતા અને બ્હેન સમાન ગણીને કદાપિ કામાધીન થતા નથી.

બ્રહ્મ એટલે આત્મબળનું સંરક્ષણ, ત્હેનું ચર્ય એટલે સેવન તે બ્રહ્મચર્ય.

બ્રહ્મચર્યનું બીજું નામ શીળ છે, કારણ કે શીળ શબ્દનો 'સ્વભાવ' એવો અર્થ છે, તેથી બ્રહ્મચર્ય એ સ્વભાવ રૂપે રહેવાનો ગુણ હોવાથી શીળ કહેવાય છે.

શીળનો મહિમા વર્ણવવા માટે શાસ્ત્રોમા અનેક ઉદાહરણો આપ્યાં છે, તે બધાંનો સારાંશ એ છે કે, શીળનો ભંગ કરતાં હરેક ગુણનો ભંગ થાય છે અને મનુષ્ય કામાંધપણાના આવેશમાં ન્હડી મહાદુષ્ટ થાય છે. માટે આત્મહિતાર્થી જનોએ અવશ્ય શીળનું સંરક્ષણ કરવું જોઇએ.

શીળવાન્ પુરૂષનું **મનોબળ** બહુજ મજબૂત અને સ્વચ્છ રહે છે, તેથી તે વીજળીની માફક આકર્ષક રહીને બીજા માણસોના મન ઉપર ઉત્તમ અસર કરી શકે છે. તેથી **જગત્માત્રના**

## કલ્યાણાર્થે બ્રહ્મચર્ય એ બળવાન્ સાધન છે.

જૈનમાં શ્રીમહાવીર પ્રભુને સંગમ નામના અસુરે કરેલા ઉપદ્રવો અને હેમાં હેમનું અડગપણું, બૌધ શાસ્ત્રોમાં શાક્યસિંહમુનિને માર નામના દેવે કરેલ ઉપદ્રવો અને તે માર-નો શાક્યસિંહે આખરમાં કરેલો પરાજય, હિંદુધર્મમાં શંકરે કામદેવને બાળીને ભસ્મીભૂત કર્યાનું આખ્યાન તથા બાઇબિલ અને કુરાનમાં સેતાને આદમ જાતને શી રીતે ફસાવી તે સં-બંધી આપેલી કથા એ બધાં બ્યાનો એમ સુચવે છે કે, જે પુરૂષ કામને જીતનાર હોય તે જ ઉત્તમ ગણાય છે.

મનુષ્યના હૃદયને સદ્‌ગુણો તરફ વાળવા માટે હેનામાં વૈ-રાગ્યભાવનું પોષણ કરવા ખાતર બાર ભાવનાઓ કહેલી છે તે આ પ્રમાણે છે:—

અનિત્ય ભાવના, અશરણ ભાવના, ભવસ્વરૂપ ભાવના, એ-કત્વ ભાવના, અન્યત્વ ભાવના, અશૌચ ભાવના, આશ્રવ ભાવના, સંવર ભાવના, નિર્જરા ભાવના, ધર્મસૂક્તતા ભાવના, લોકસ્વ-રૂપ ભાવના અને બોધદુર્લભતા ભાવના.

એ બાર ભાવનાઓની ટુંકામાં આ પ્રમાણે મતલબ છે:

આ સંસાર અનિત્ય છે, કોઈ કોઇને મરણથી બચાવનાર નથી, સંસાર દુઃખમય છે, સુખ દુઃખ આપણે એકલાને ભોગ-વવાં પડશે, કોઈ કોઇનો સાથી નથી, શરીર અપવિત્ર છે, પા-પનાં ફળ ભૂંડાં છે, હિંસાદિકથી દૂર રહેવું સારૂં છે, કર્મોને તોડવાં જોઇએ, ધર્મની યોજના ઉત્તમ છે, લોકાલોકનું સ્વરૂપ

વિચારવા યોગ્ય છે, ફરીને સમ્યક્ જ્ઞાન મળવું દુર્લભ છે.

આ બાર ભાવનાઓને બદલે બૌદ્ધધર્મમાં ત્રણ પદ જણાય છે, તે આ પ્રમાણે છે:

**अणिच्चा दुक्खा–अणत्था.**

અર્થાત્ આ સંસાર અનિત્ય છે, દુઃખથી ભરપૂર છે, અને અનર્થોનું મૂળ છે.

આવી ભાવનાઓથી આપણા ચિત્તને વૈરાગ્યમય કર્યા બાદ હેમાં પ્રથમ વર્ણવેલી ચાર મહાભાવનાઓથી ઉત્સાહ વધારવો જોઈએ. વૈરાગ્ય હોવાની સાથે ઉત્સાહ ન હોય તો તે વૈરાગ્યથી જોઈતો લાભ મેળવી શકાતો નથી. પ્રબળ ઉત્સાહના પ્રતાપે જ જનકલ્યાણ સાધી શકાય છે. માટે વૈરાગ્યની સાથે **ઉત્સાહ ધારણ કરીને** નિઃસ્વાર્થપણે જગતના કલ્યાણાર્થે પ્રવર્તતા રહેવાથી ઉત્તમપદ પ્રાપ્ત કરી શકાય છે.

આવી રીતે વિચારબળ સુધારવાથી અને વધારવાથી મનુષ્ય દિવસે દિવસે પોતાના સ્વભાવને સુધારતો રહે છે, અને વધુ અને વધુ સદ્‌ગુણી થતો જાય છે, જ્હેના પ્રતાપે તે પોતે સુખી થઈ બીજા અનેક જનોને સુખી કરી શકે છે.

હવે ગ્રંથકાર ઉત્તમ પુરૂષનું સ્વરૂપ કહે છેઃ—

**મુળ ગાથા.**

**पिच्छइ जुवईरूवं—मणसा चिंतेइ अहव खण मेगं,**
**जो ना यरइ अकज्जं—पत्थिज्जंतो वि इत्थीहि ॥१९॥**

साहू वा सड्ढो वा—सदारसंतोससायरो हुज्जा,
सो उत्तमो मणुस्सो—नायव्वो थोवसंसारो ॥ २० ॥

### અર્થ.

જે પુરૂષ સ્ત્રીનું રૂપ જોઈ ક્ષણભર મનથી હેના તરફ ખેંચાયા છતાં પણ, અને તે સ્ત્રીએ હેને ભોળવ્યા છતાં પણ અકાર્યમાં નહિ ફસે, કિંતુ સાધુ હોય તો સાધુ તરીકે પોતાનું બ્રહ્મચર્ય વ્રત જાળવી રાખે, અને શ્રાવક હોય તો સ્વદારસંતોષી રહે તે સાધુ અથવા શ્રાવક ઉત્તમ પુરૂષ જાણવો. તે પુરૂષ પણ અલ્પસંસારી જાણવો. ॥ ૧૯—૨૦ ॥

### ભાવાર્થ.

સર્વથા બ્રહ્મચર્ય પાળવું એ સર્વોત્તમોત્તમ તથા ઉત્તમોત્તમપણાનું લક્ષણ છે, પણ સ્વદારસંતોષી રહી નીતિમય જીંદગી ગુજારવી એ પણ ઉત્તમ મનુષ્યનું લક્ષણ છે. તેવો સ્વદારસંતોષી મનુષ્ય જો દીક્ષિત થઈ સાધુ થાય તો તે કદાપિ અકાર્ય કરશે નહિ. કદાચ હેનું મન ચલાયમાન થશે તો પણ તે પોતાની પદ્વીનું મહત્વ વિચારીને અકાર્ય નહિ કરશે. એવા ઉત્તમ પ્રકૃતિવાન સાધુને અથવા શ્રાવકને કોઈપણ સ્ત્રી પોતાના મોહપાશમાં ફસાવી શકનાર નથી.

પુરૂષોને માટે જેમ સ્વદારસંતોષ વ્રત છે, તેમ સ્ત્રીઓને માટે પતિવ્રતાપણાનું વ્રત છે. પતિવ્રતાપણાને પાલન કરનારી સ્ત્રીઓ સતી તરીકે ઓળખાય છે.

સર્વથા સ્ત્રીસંગથી દૂર રહેવું તે 'બ્રહ્મચર્ય' તરીકે ગણાય

છે, અને સ્વદારસંતોષ અથવા પતિવ્રતાપણાને 'શીલ' કહેવામાં આવે છે. **સાધુપણા** માટે જેમ **બ્રહ્મચર્યની** જરૂર છે, તેમ **સદ્દગૃહસ્થપણા** માટે **શીલની** આવશ્યકતા છે.

ગૃહસ્થાશ્રમની પૂર્વે પુરૂષોએ પોતાની કૌમારાવસ્થામાં એટલે પચીસ વર્ષ સુધી તો અવશ્ય બ્રહ્મચર્ય પાલન કરવું જોઇએ. તેમજ સ્ત્રીઓએ પણ સોળ અથવા વીશ વર્ષ સુધી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાલન કરવું જોઇએ.

પચીસ વર્ષનો પુરૂષ અને સોળથી વીશ વર્ષની સ્ત્રી લગ્ન યોગ્ય ગણાય છે. લગ્ન થયા બાદ પુરૂષે સ્વદારસંતોષ વ્રત ધારણ કરવું જોઇએ, અર્થાત્ પરણેલી તે એકલી સ્ત્રી સાથે જ સમાગમમાં રહેવાની મહાન્ પ્રતિજ્ઞા ધારણ કરવી જોઇએ. અને સ્ત્રીએ પણ તેજ રીતે પતિવ્રતાપણાની પ્રતિજ્ઞા પાળવી જોઇએ. આવી પ્રતિજ્ઞાવાળું જોડું એક બીજા તરફ ખરા પ્રેમથી જોડાઇ પોતાના અંતઃકરણની ઉત્તમતા જાળવી રહે છે.

પતિવ્રતા વ્રતવાળી સ્ત્રીને જેમ પોતાનો પતિ મરી જતાં બીજો પતિ કરવાનો અધિકાર નથી, તેમ સ્વદારસંતોષી પુરૂષને પણ પોતાની પત્ની મરી જતાં બીજી પત્ની કરવાનો અધિકાર રહેતો નથી. આ રીતે અહીં બન્ને જણની સમાન પ્રતિજ્ઞા રહેવાથી પૂર્ણ ન્યાય સચવાય છે. અને આ મહાન્ પ્રતિજ્ઞાને પાલન કરવી હેમાં જ બન્નેની ઉત્તમતા રહેલી છે. આનંદ શ્રાવકે સ્વદારસંતોષ વ્રત લીધું છે હેમાં પ્રતિજ્ઞા કરી છે કે, "શિવાનંદા નામની મ્હારી ભાર્યા શિવાય મ્હને બીજી સ્ત્રી નહિ

કલ્પે." એ ઉપરથી એટલુંજ કહેવાનું છે કે, આવી રીતે જે સ્વદારસંતોષ વ્રત લેવું તે ઉત્તમ વ્રત છે. તે શિવાય બીજી રીતે વ્રત લેવામાં આવે તો તે મધ્યમ અથવા કનિષ્ટ પંક્તિનાં છે.

તેથી અહીં કહેવાનું એટલું જ છે કે, જે પુરુષ ઉત્તમ પુરુષોના માર્ગે ચાલવાનું પસંદ કરતો હોય હેણે પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળ્યા પછી ઉપર મુજબનું ઉત્તમ કોટિનું સ્વદારસંતોષ વ્રત અથવા નામાંતરે એકપત્નીવ્રત ધારણ કરી ગૃહસ્થાશ્રમી થવું ઘટિત છે.

સ્ત્રીને જેમ પુનર્લગ્ન કરવું અયોગ્ય છે તેમ પુરુષને પણ પુનર્લગ્ન કરવું એ પરમાર્થ દૃષ્ટિથી જોતાં અયોગ્ય જ છે.

તપશ્ચરણ કરવામાં મૂળ હેતુ કામને જીતવાનો છે. ગમે તેટલો ભારે તપ કરવામાં આવે, પણ કામ નહિ જીતાય તો તે બધું નકામું છે. બાહ્ય તપ કરતાં ધ્યાનરૂપ આભ્યંતર તપનું બળ સર્વોત્કૃષ્ટ છે. શુભ ધ્યાનરૂપ ઉત્તમ તપોબળથી કામના ઉપર ખરેખરો વિજય મેળવી શકાય છે. માટે શુભ ધ્યાનનો અભ્યાસ પાડવા ખાતર આપણે આપણા મનમાં હંમેશ પવિત્ર વિચારો ધારણ કરવા જોઇએ.

શીળ પાળવાથી આત્મબળની વૃદ્ધિ થતી હોવાથી શીળવાન પુરુષનું શરીર પૂર્ણ નિરોગી અને તેજસ્વી * રહે છે. તેવો પુરુષ

---

* શ્રાવકના ગુણમાં 'રૂપ' નો સમાવેશ કરવામાં આવે છે હેનું કારણ આ પણ છે કે, બ્રહ્મચર્યનું સેવન કરનારનું રૂપ—તેજ જરૂર ખીલે છે.

વીજળીની માફક બીજાના મન પોતા તરફ ખેંચી શકે છે. તે પુરૂષના નિર્મળ મનોબળનું એટલું જોર રહે છે કે, તે જ્હેનું ભલું ઇચ્છે છે ત્હેનું ભલું જ થાય છે.

દયા અને શીળ એ બે મહાન ગુણોનાં આપણે જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. આ બે મહાગુણો જો આપણા મનમાં વાસો કરે તો આપણે ખરા ભાગ્યશાળી થઈ ઉત્તમ કાર્યો કરી આપણો જન્મ કૃતાર્થ કરી શકીએ.

જગતમાં જે જે મહાપુરૂષો ગણાયા છે, તેઓ આ બે ગુણોના પ્રતાપે જ તેવું માન પ્રાપ્ત કરી શક્યા છે. માટે જે પુરૂષો જન્મથી માંડીને જીવિત પર્યંત નિર્વિકાર રહી ઉત્તમ બ્રહ્મચર્ય પાળે, ગમે તેટલા સ્ત્રીઓના હાવભાવમાં પણ જેઓ અડગ રહે તેવા પુરૂષો જગતમાં સર્વ કોઇને નમવા યોગ્ય થઈ પડે એમાં શી નવાઈ!

આપણા જૈનમાં આવા સર્વોત્તમોત્તમ પુરૂષોની પંક્તિમાં શ્રી નેમિનાથ નામના બાવીસમા તીર્થંકર તથા જંબુસ્વામીના નામ જગજાહેર છે.

હવે ગ્રંથકાર **ઉત્તમોત્તમ** પુરૂષનું સ્વરૂપ વર્ણવે છે.

**पवं विहजुवइगओ–जो रागी हुज्ज कहवि इगसमयं,**
**बीयसमयंमि निंदइ–तं पावं सव्वभावेणं ॥ १७ ॥**
**जम्मंमि तम्मि न पुणो–हविज्ज रागो मणंमि जस्स कथा,**
**सो होइ उत्तमुत्तम–रूवो पुरिसो महासत्तो ॥ १८ ॥**

## અર્થ.

એવા પ્રકારની ( સર્વોત્તમ રૂપવાળી ) સ્ત્રીઓની વચ્ચે રહ્યો થકો જે પુરૂષ કદાચ કોઈ પ્રકારે માત્ર એક ક્ષણભર મનમાં ડોલાયમાન થાય, પણ અકાર્યમાં નહિ પ્રવર્તતાં તરત સાવધાન થઈ બીજી ક્ષણે તે ( માનસિક ) પાપને પૂર્ણ ભાવથી નિંદે અને ફરીથી તે જન્મમાં ક્યારે પણ ત્હેના મનમાં તેવો રાગ ઉત્પન્ન ન થાય, તે પુરૂષ **ઉત્તમોત્તમ** જાણવો. તે પણ મહા બળવાન્ જ ગણાય છે. ॥૧૭—૧૮॥

## ભાવાર્થ.

જે પુરૂષને સ્ત્રી તરફ જન્મથી જીવિત પર્યંત મુદ્દલ સંકલ્પ માત્ર પણ મનોવિકાર ન થાય તે સર્વોત્તમોત્તમ પુરૂષ ગણવો એમ પૂર્વે કહી બતાવ્યું. હવે જે પુરૂષે જન્મથી જીવિત પર્યંત બ્રહ્મચારીપણું જાળવી રાખેલું હોય, છતાં ત્હેને અમુક એકાદી ક્ષણે સહજ પણ એકવાર માનસિક વિકાર આવી ગયો હોય છતાં તે ત્હેને તરત દાબી દઈને પોતાનું શીલ અખંડપણે રાખી શક્યો હોય તો તે પુરૂષ પણ મહા સત્વવાન્ જ સાબિત થતો હોવાથી ઉત્તમોત્તમ પુરૂષ તરીકે ગણાય. દાખલા તરીકે નેમિનાથ ભગવાનના ભાઈ રથનેમિ બાળબ્રહ્મચારી રહી દીક્ષા પાળતા હતા. ત્હેમને એક વેળા પોતાની ભાભી રાજેમતીનું અદ્ભૂત રૂપ જોઈ ક્ષણભર તે તરફ માનસિક રાગ ઉત્પન્ન થયો પણ રાજેમતિના બોધથી તરત ત્હેમનું મન શાંત થતાં પોતાના અવિચારી કામરાગને ધિક્કારીને તેઓ બીજે ક્ષણે જ પવિત્ર થયા અને

જીવિત પર્યંત નિર્વિકાર રહી મુક્તિપદ પામ્યા. આવા પુરૂષો પણ જગતમાં ઘણા ઓછા હોય છે, માટે તેઓ ઉત્તમોત્તમ ગણાય એ વ્યાજબી જ છે.

ટુંકામાં કહીએ તો, 'કોઈ વેળા પણ નહિ ભુલવું' એ પહેલે નંબરે છે. અને કદાચ મન ડોલાય તો પણ તરત ચેતી તે ભુલ સુધારી લેઈ ફરી ન ભૂલવું એ બીજે નંબરે છે. છતાં એટલું યાદ રાખવાનું છે કે, ભયંકર ભૂલ ન થવી જોઈએ, કારણ કે સહજ ભૂલ ભુસાવી નખાય પણ ભયંકર ભૂલ ભુસાવાતી નથી.

આપણા મનમાં કંઈ ભુંડા વિચાર ભરાયો કે તરત હેંને દબાવી દેવા સાવચેત રહેવું જોઈએ. તે લાંબો વખત આપણા હૃદયમાં ભરાઈ બેસે તો ભયંકર ભૂલનું સાધન થઈ પડે છે. માટે ભુંડા વિચારો આપણા મનમાં દાખલ થતાં જ અટકાવવા જોઈએ.

## વિચારબળની આચાર ઉપર અસર.

આપણી સારી અથવા નરસી વર્ત્તણૂંકનો આધાર આપણા સારા કે નરસા વિચારોપર રહેલો છે. જો આપણા હૃદયમાં પવિત્ર વિચારો રહેતા હોય તો આપણો **આચાર** પોતાની મેળે પવિત્ર બને છે, અને જો આપણા હૃદયમાં દુષ્ટ વિચારોનો પ્રવાહ વહેવા માંડે તો આપણે મોડેવહેલે દુષ્ટાચારમાં ફસી પડીશું એમાં શો સંદેહ છે? માટે આપણું વિચારબળ પવિત્ર રાખવાની આપણને ખાસ અગત્ય છે.

વિચારબળનું બીજું નામ 'ભાવના' છે. ભાવના બે પ્ર-

કારની છે;--શુભ ભાવના અને અશુભ ભાવના. પૂર્વે વર્ણવેલી મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય એ શુભ ભાવના છે; અને ક્રોધ, માન, માયા અને લોભ એ દુર્ગુણોના જોરે કરવામાં આવતો દરેક વિચાર એ અશુભ ભાવના છે.

શુભ ભાવનાવાળા અંતઃકરણમાં શુભ ધ્યાન કરી શકાય અને અશુભ ભાવનાથી મલિન થયેલા અંતઃકરણમાં દુર્ધ્યાન ચાલુ રહે છે.

ધર્મધ્યાન અને શુક્લધ્યાન એ શુભધ્યાન છે અને આર્ત્ત અને રૌદ્રધ્યાન એ દુર્ધ્યાન છે.

ધર્મ સંબંધી ખરા મુદ્દાઓ ઉપર ચિત્ત ચોંટાડીને એકાગ્રતાથી ચિંતન કરવું તે **ધર્મધ્યાન** છે. અને **નિરંજન-નિરાકાર** એવા આપણા આત્મસ્વરૂપનું ચિંતવન કરવું તે **શુક્લ ધ્યાન** છે.

મદ, મત્સર, અહંકાર વિગેરેના આવેશમાં અથવા કામના આવેશમાં ચિંતાતુર કે શોકાતુર થઈ ચિત્તને અશાંત કરવું તે **આર્ત્તધ્યાન** છે અને પરનું ભુંડું કરવાના ઇરાદા કરવા એ **રૌદ્રધ્યાન** છે.

**મૂળ ગાથા.**

**पुरिसत्थेसु पवट्टइ—जो पुरिसो धम्मअत्थपमुहेसु,**
**अणुन्न मवाबाहं—मज्झिमरूवो हवइ एसो ॥ २१ ॥**

**અર્થ.**

જે પુરૂષ ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થને **અરસ્પરસ બાધ ન આવે એવી રીતે** તેમાં પ્રવર્તે તે મધ્યમ પુરૂષ જાણવો. ॥ ૨૧ ॥

## ભાવાર્થ.

ઉત્તમ પુરૂષના ત્રણે ભેદનું સ્વરૂપ કહી બતાવ્યું, ત્હેમાં બાળબ્રહ્મચારી તીર્થંકરથી માંડીને ઉત્તમ શ્રાવક સુધીના પુરૂષોને તે પદમાં સ્થાપિત કર્યા. હવે બાકીના જીવોમાં પણ જે માર્ગાનુસારી જનો છે અને સદાચારમાં પ્રીતિ રાખે છે તે **મધ્યમ** પુરૂષો તરીકે ગણી શકાય. માર્ગાનુસારીના પાંત્રીસ ગુણોમાંનો એક ગુણ એ છે કે "ત્રણે પુરૂષાર્થને અરસ્પરસ બાધ આવે નહિ તે રીતે ત્રણેને સાધવાં."

માર્ગાનુસારી પુરૂષ ત્હેને કહેવો કે જે ગમે તે મતમાં રહેલો હોવા છતાં બીજા મતવાળા તરફ મત્સર કે ઇર્ષા કરતો નથી અને એ રીતે ગુણાનુરાગી રહીને સર્વ દર્શનો તરફ પ્રેમનજરથી જોઈ શકે છે, તથા સાર ગ્રહણ કરતો રહી સદાચરણી થઇને વર્તે છે. તેવા પુરૂષને દુરાગ્રહ હોતો નથી, તેથી તે 'માર્ગાનુસારી' ગણાય છે.

માર્ગાનુસારી પુરૂષની દૃષ્ટિ ધર્મના મુળતત્ત્વો શોધવા તરફ હોય છે. ત્હેના મનનાં કોઇ દર્શન તરફ દ્વેષ હોતો નથી. ત્હેને ગુણો ઉપર ભારે પ્રેમ રહે છે. તે પુરૂષ નીતિમાન્ હોઇને ભ્રાતૃભાવની લાગણીથી વર્તતો હોવાથી, માર્ગાનુસારી એટલે પોતાની મેળે (સ્વભાવથી જ) જૈનમાર્ગની પવિત્ર નીતિને અનુસરનાર હોય છે.

પાતંજલ યોગના માર્ગને અનુસરનારો અથવા આજકાલ ચારે બાજુ ફેલાવો પામેલી થિઓસોફી નામની મંડળીમાં જોડાયલા ઘણા સજ્જનો માર્ગાનુસારીના પદને લાયક્ના છે. થિઓ-

સાર્શનો મુખ્ય સિદ્ધાંત "બધા સાથે ભ્રાતૃભાવ રાખવો" એ છે અને તે ઘણો વખાણવા યોગ્ય તથા જૈનના મૂળ સિદ્ધાંતને તદ્દન મળતો જ છે.

આ શિવાય આજકાલ તો સર્વે સુધરેલા દેશોમાં ધર્મ બાબત સહનશીલતા વધતી જાય છે અને જૂદા જૂદા ધર્મો છતાં અરસ્પરસ પ્રેમભાવ રાખીને સદ્ગુણો ગ્રહણ કરવાની પદ્ધતિ દાખલ થતી જાય છે.

ચીકાગોની ધર્મસમાજમાં સર્વે ધર્મોના નિબંધો વંચાયા હતા અને ત્હેમાંથી સાર ગ્રહણ કરવામાં આવ્યો હતો, એ મ્હોટામાં મ્હોટા આનંદની વાત છે. માર્ગાનુસારીપણાની પદ્ધતિનો જેમ જેમ પ્રસાર થશે તેમ તેમ ધર્મ સંબંધી રગડાઝઘડા દુર થઇ શાંતિભાવ વધવાનો સંભવ છે.

માર્ગાનુસારીના પાંત્રીશ ગુણોમાં આખું 'નીતિશાસ્ત્ર' સમાઇ જાય છે, માટે અંહી ટુંકામાં એ ગુણોને વર્ણવીશું.

૧ ન્યાયથી ધન કમાવું.
૨ અન્યગોત્રના, સમાન દરજ્જાવાળાને ત્યહાં કન્યા લેવી દેવી.
૩ શિષ્ટાચાર એટલે નીતિમાર્ગની પ્રશંસા કરવી.
૪ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, હર્ષ એ છ દુશ્મનોને કાબુમાં રાખવા.
૫ ઇંદ્રિયોને વશમાં રાખવી.
૬ લોકના અપવાદથી બ્હીતા રહી પાપથી દૂર રહેવું.
૭ દેશાચાર તથા કુળાચારનું ઉલ્લંઘન ન કરવું.

૮ કોઈની પણ નિંદા ન કરવી.
૯ સત્પુરૂષોનાં વખાણ કરવાં.
૧૦ ઘરમાં જવા આવવાનાં અનેક દ્વાર ન રાખવાં.
૧૧ અપવિત્ર સ્થાનમાં ઘર નહિ વસાવવું.
૧૨ અતિગુપ્ત સ્થાનમાં નહિ રહેવું.
૧૩ અતિ પ્રગટ સ્થાનમાં પણ નહિ રહેવું.
૧૪ સત્સંગ કરવો.
૧૫ માતપિતાની આજ્ઞા પાળવી.
૧૬ ઉપદ્રવવાળા સ્થળથી દૂર રહેવું.
૧૭ શાસ્ત્રશ્રવણ કરવું.
૧૮ અજીર્ણ થતાં ભોજન નહિ લેવું.
૧૯ અકાળે ભોજન નહિ લેવું.
૨૦ આવકના પ્રમાણમાં ખર્ચ રાખવું.
૨૧ ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગને અરસ્પરસ બાધ ન આવે તેમ સાધવા.
૨૨ અતિથિસત્કાર કરવો.
૨૩ ગુણો ઉપર પ્રીતિ રાખવી.
૨૪ ગુણી જનનો પક્ષ કરવો.
૨૫ નિષિદ્ધ દેશમાં નહિ જવું.
૨૬ વૃદ્ધ પુરૂષોનું માન રાખવું.
૨૭ પોષણ કરવા યોગ્ય સ્વકુટુંબનું પોષણ કરવું.
૨૮ વિચારીને કામ કરવું.

૨૯ ગુણદોષના વિશેષને જાણનાર થવું.

૩૦ લોકપ્રિય થવું.

૩૧ લજ્જાવાન થવું.

૩૨ વિનયવાન થવું.

૩૩ દીનપર દયા રાખવી.

૩૪ સૌમ્યદૃષ્ટિ રાખવી.

૩૫ કૃતજ્ઞ થવું.

આ રીતે પાંત્રીસ ગુણો ધારણ કરવાથી માર્ગાનુસારીપણું પ્રાપ્ત થાય છે. આ ગુણોને વળી 'સામાન્ય ધર્મ'ના નામે પણ ઓળખવામાં આવે છે, આવા ગુણવાળો પુરુષ જૈનધર્મ પામવાને અધિકારી થાય છે.

જૈન ધર્મનું મૂળતત્ત્વ **ગુણો**માંજ રહેલું છે. **નામે** જૈન કહેવાયા તેથી કંઇ કલ્યાણ થતું નથી. **નામે** ગમે તે હોય, પણ **ગુણે** જૈન હોય તો તે અવશ્ય સિદ્ધિ મેળવે છે; માટે કહેવામાં આવે છે કે—

**आसंबरो य सेयंबरो व बुद्धो व अहव अन्नोवा ।**
**समभावभावियप्पा—लहइ मुक्खं न संदेहो ॥**

અર્થાત્ દિગંબર હો કે શ્વેતાંબર હો, બૌદ્ધ હો કે અન્યદર્શની હો, પણ જહેનો આત્મા સમભાવવાન હોય તે મુક્તિ મેળવે છે તેહમાં સંદેહ નથી.

**સમભાવવાળાની** દૃષ્ટિ ગુણગ્રાહી રહે છે. તેથી તે ગુણાનુરાગી બને છે. ગુણાનુરાગી પુરૂષમાં સદ્ગુણો મજબુત થતા જાય છે અને એ રીતે તે **સમદર્શી** પુરૂષ ધર્મના મૂળ સિદ્ધાંતો ગ્રહણ કરી ઉંચા પદોએ ચ્હડે છે. તેથી તે **નામે** જૈન નહિ છતાં **પરમાર્થે** જૈન બનીને મુક્તિ મેળવે છે.

આ જૈન સિદ્ધાંત બહુ ઉદાર છે. આ સિદ્ધાંત પુરી રીતે **સમજવાને** બહુ ઉંડી નજરની જરૂર છે. આવી ઉદારતા હોવાથી જ જૈનધર્મની ઉંડી શૈલિ કેવળ ગુણવૃદ્ધિમાં જ **સમાય** છે; પક્ષપાત **અથવા** મતના આગ્રહથી તે તદ્દન નિરાળી જ રહે છે. ખરો જૈની પુરૂષ સત્ય સાથે કદાપિ વૈર નહિ ધરશે. ટુંકામાં કહીએ તો **'જે સત્ય તે જૈન'** એમ જૈનની વ્યાખ્યા કરી શકાય.

હવે આ માર્ગાનુસારી પુરૂષને **મધ્યમ** કેમ ગણવામાં આવ્યા તે વિચારીએ. **માર્ગાનુસારી** જનો ધર્મ અર્થ તથા કામને એક બીજામાં હરકત ન આવે તેમ સાધતા હોવાથી કેવળ પરોપકારજ કર્યા કરે તેમ હોતું નથી, કિન્તુ સ્વાર્થને તથા પરમાર્થને સાથે સાથેજ સાધે છે, તેથી તેઓ **મધ્યમ** જ ગણાય છે. **નીતિમાર્ગમાં** એ હદ બાંધી છે કે **સ્વાર્થ સાથે** પરાર્થ સાધવો; **ધર્મ** સિદ્ધાંત એથી આગળ વધીને બોધે છે કે **સ્વાર્થને જતો મેલી** પરાર્થ સાધવો. તેથી ધર્મ-સિદ્ધાંત ઉત્તમ **માર્ગનો** બોધ કરે છે, ત્હારે નીતિમાર્ગ **મધ્યમ** માર્ગે દોરે છે. માટે તે **પ્રમાણે** પ્રવર્ત્તનાર પુરૂષોને **મધ્યમ** ગણ્યા એ બરોબર જ છે.

નીતિના નિયમે જોતાં ગૃહસ્થને ત્રણે પુરૂષાર્થ સરખી રીતે સાધવાની જરૂર છે. તેમ કર્યા સિવાય ગૃહસ્થાશ્રમ નકામો થઈ પડે છે. ગૃહસ્થાશ્રમમાં રહેનારે ધર્મ આચરીને ધન કમાવું અને ધન કમાઈને ત્હેનો ઉપભોગ કરવો. એમ કર્યાથી જ ગૃહસ્થાશ્રમની શોભા જળવાઈ શકે છે.

વળી એથી એમ પણ સૂચન કરાય છે કે, ગૃહસ્થે ધર્મ કરવાના વખતે ધર્મ કરવો, ધન કમાવાના વખતે ધન કમાવું અને કામના વખતે કામસેવન કરવું, કે જેથી નિયમિત વખતે નિયમિત કામ કરવાથી કોઈને બાધ ન આવે. છતાં કારણ પ્રસંગે એક બીજાને બાધ આવે તોપણ **ધર્મને** બાધિત નહિ કરવો. કારણ કે ધર્મ સચવાયાથી અર્થ અને કામ મોડા વેહેલા પણ મળી રહે છે. ટુંકામાં કહીએ તો પ્રમાણિકપણે પૈસો મેળવી ત્હેનો સદુપયોગ કરવો એ નીતિસિદ્ધાંત છે.

હવે ગ્રંથકાર આ ચાર પ્રકારના ઉત્તમ તથા મધ્યમ પુરૂષોના ગુણોની પ્રશંસા કરવાનું ફળ કહી બતાવે છે.

## મૂળ ગાથા.

**एएसिं पुरिसाणं-जइ गुणगहणं करोसि बहुमाणा ।**
**तो आसन्नसिवसुहो-होसि तुमं नत्थि संदेहो ॥ २२ ॥**

## અર્થ.

એ ચારે પ્રકારના પુરૂષોના ગુણોની જો તું બહુમાન ધરી પ્રશંસા કરીશ, તો તું નજીકના ભવિષ્યમાં જ મુક્તિસુખ મેળવીશ, ત્હેમાં કશો સંદેહ નથી. ॥ ૨૨ ॥

## ભાવાર્થ.

સજ્જન પુરૂષોના ગુણોની સ્તુતિ કરવાથી અને હેમના તરફ બહુમાન ધરવાથી પરમાર્થે આપણે **ગુણોની** જ તરફદારી કરીએ છીએ, એ ખુલ્લું છે. આ રસ્તે ગુણો તરફ આપણું શરૂઆતમાં લક્ષ ન્હોંટે છે, અને હળવે હળવે તે તરફ આપણી પ્રીતિ વધતી જાય છે, જ્હેને પરિણામે આપણે આખરે તેવા જ ગુણવાન્ બનીએ છીએ; અને જેવા ગુણવાન બન્યા કે આપણા ઉપર પડતાં દુઃખો અને વિઘ્નો દુર નાસે છે, અને પરમસુખ તથા પરમકલ્યાણ નજીક આવે છે, એ બાબતમાં કશો સંદેહ નથી.

આ સ્થળે વિશેષમાં એ જણાવ્યું છે કે, ગુણિજનોના ગુણોની પ્રશંસા પણ બહુમાનપૂર્વક અર્થાત્ ફક્ત શબ્દોથી જ નહિ, પણ આપણા અંતઃકરણમાં તેઓ તરફ પ્રેમ ધારણ કરીને જ કરવી જોઇએ. કારણ કે, ખરી લાગણી શિવાય ઉપર ટપકેથી કોઇ પણ કાર્ય કરવામાં આવે તો હેમાંથી પરમાર્થની સિદ્ધિ થઇ શકતી નથી. પરમાર્થ સાધવા માટે ખરા ભાવની જ જરૂર છે. દરેક ધર્માનુષ્ઠાનમાં **અંતરની લાગણી** હોય તો જ તે સફળ થાય છે. માટે શાસ્ત્રકારો વારંવાર ભલામણ કરે છે કે, **દરેક ધર્મકરણી કરતાં આપણા હૃદયમાં વિશુદ્ધભાવ રાખવો.** ધર્મશબ્દની વ્યાખ્યા કરતાં શ્રીમાન્ હરિભદ્રસૂરિએ 'હૃદયની પવિત્રતા'ને જ ધર્મ તરીકે ગણી છે. હેમણે ધર્મનું આ પ્રમાણે લક્ષણ આપ્યું છે કે—

**पुष्टिशुद्धिमत् चित्तं धर्म्मः**

અર્થાત્, પવિત્ર વિચારોના જોરથી મજબુત થયેલું અને પાપિષ્ટ વિચારો દૂર થવાથી વિશુદ્ધ બનેલું જે અંતઃકરણ તે જ ધર્મ છે.

માટે આપણા હૃદયમાં ભરાઇ બેઠેલા મદ અને મત્સર વિગેરે દુર્ગુણોને દૂર કરીને ત્હેમાં પવિત્રભાવ ધારણ કરવો જોઇએ.

ધર્મનો મર્મ સાંભળવાને પણ કેવા ગુણવાળો પુરૂષ અધિકારી ગણાય. તે માટે શ્રી જિનવલ્લભસૂરિએ '**સંઘપટ્ટક**' નામના ગ્રંથમાં નીચે મુજબ કહેલું છે:—

**कल्याणाभिनिवेशवानिति गुणग्राहीति मिथ्यापथ,**
**प्रत्यर्थीति विनीत इत्यशठ इत्यौचित्यकारीति च;**
**दाक्षिण्यीति दमीति नीतिभृदिति स्थैर्यीति धैर्यीति स-**
**द्धर्मार्थीति विवेकवानिति सुधीरित्युच्यसे त्वं मया ॥**

ભાવાર્થ કે, જે માણસને પોતાનું કલ્યાણ સાધવા માટે સખત લાગણી નહિ હોય ત્હેને ઉપદેશ કર્યાથી શો ફાયદો થાય? કદાચ ત્હેને કલ્યાણ સાધવાની તીવ્ર લાગણી હોય, છતાં તે ગુણગ્રાહી નહિ હોય તો ત્હેને કહેવું પણ ફોકટ જશે. વળી તે ગુણગ્રાહી છતાં પણ જૂઠી વાતો તરફ ધિક્કાર બતાવનાર ન હોય તો ત્હેને સમજાવવું પણ ફોકટ છે. કદાચ જુઠનો ધિક્કારનાર છતાં અવિનીત હોય તો તે પણ સંભળાવવાને અયોગ્ય જ છે. વિનીત છતાં કપટી હોય તો પણ અયોગ્ય ગણાય. નિષ્કપટી છતાં સભ્યતાહીન હોય તો પણ ન ચાલે. સભ્ય છતાં કઠોર હોય તો પણ અયોગ્ય જાણવો. પરગજુ છતાં અજિતેંદ્રિય હોય તો

પણ તે અયોગ્ય જ છે. જિતેંદ્રિય છતાં અનીતિમાન હોય તો તે નકામો છે. નીતિમાન છતાં અસ્થિર સ્વભાવવાળો હોય તો પણ શા કામનો? સ્થૈર્યવાળો છતાં હિમ્મતહીન હોય તોએ અયોગ્ય જ ગણાય. હિમ્મતવાન છતાં ખરા ધર્મતરફ બેદરકાર હોય તો પણ શા કામનો? ખરા ધર્મનો હિમાયતી છતાં નિર્વિવેક હોય તો નકામો છે. વિવેકી છતાં તીક્ષ્ણ બુદ્ધિ વગરનો હોય તો પણ નકામો છે. માટે જે કલ્યાણકાંક્ષી, ગુણગ્રાહી, જુઠને ધિક્કારનાર, વિનીત, નિષ્કપટી, સત્ય, પરગજુ, જીતેંદ્રિય, નીતિમાન, હાવકા મનવાળો, હિમ્મતે બહાદુર, ખરા ધર્મનો અર્થી, વિવેકી, અને બુદ્ધિમાન હોય તેહેને જ ધર્મનો મર્મ સમજાવવો જોઇએ. આ રીતે સાંકળબંધ ચૌદ ગુણોવાળો જે પુરૂષ હોય તે પુરૂષ ધર્મના ખરા મર્મને સાંભળીને તેહેને ગ્રહણ કરી શકે છે. માટે આપણે ધર્મ કરવા ઇચ્છતા હોઇએ તો પહેલાં સદ્દગુણી થવું જોઇએ. સદ્દગુણો ધારણ કરવા શિવાય ધર્મી થવાના જેટલા ડોળ કરીએ તેટલા મિથ્યા છે.

હવે અધમ તથા અધમાધમ પુરૂષો તરફ શા રીતે વર્તવું તે બતાવે છે;—

## મૂળ ગાથા.

**पासत्थाइसु अहुणा-संजमसिढिलेसु मुक्कजोगेसु ।**
**नो गरिहा कायव्वा-नेव पसंसा सहामज्झे ॥ २३ ॥**

## અર્થ.

આજકાલ સંયમ પાળવામાં ઢીલા પડેલા, યોગક્રિયાહીન,

પાર્શ્વસ્થ વિગેરે યતિવેષધારી જનોની બાબતમાં સભા વચ્ચે, નહિ તો હેમની નિંદા કરવી અને નહિ પ્રશંસા કરવી. ॥ ૨૩ ॥

## ભાવાર્થ.

સંયમ લઇને તે નહિ પાળે અને અનાચારમાં ફસી પડે તે પુરૂષ અધમ કરતાં પણ અધમ ગણાય. આજકાલ આપણા જૈન સંપ્રદાયમાં જેઓ બહારથી સાધુપણાના ડોળમાં રહી અંદરથી તદ્દન અનાચારનિમગ્ન રહેનાર હોય છે. તેઓ પાસત્થા એટલે હીનાચારી જાણવા.

હીનાચારી હોવાથી એવા જનો પરસ્ત્રીગમનરૂપ અનાચાર ચલાવવાના યોગે કરીને અધમ કરતાં પણ અધમ ગણાય હેમાં શી નવાઇ !

એવા જનોની પ્રશંસા કરવી એ **અનાચારની** પ્રશંસા કરવા બરાબર થાય છે. તેથી હેમની પ્રશંસા નહિ કરવી એ વ્યાજબી છે. તેટલું છતાં ભર સભામાં હેમની નિંદા કરવી એ પણ ઠીક નથી તેથી તેવા જનો તરફ ઉદાસ ભાવ ધારણ કરી આપણે આપણું મૌનપણું જાળવવું.

આવા શીળહીન અનાચારી પુરૂષોની સાથે વધુ પરિચય નહિ રાખતાં હેમની પ્રશંસા અગર નિંદા કરવાના પ્રસંગને જ નહિ જગાડવો, એ સૌથી સલામત રસ્તો છે. કારણ કે હેમની નિંદા કરવાથી તેઓ કંઇ સુધરવાના નથી. સૌ પોતપોતાનાં ભલાં ભુંડાં કર્ત્તવ્ય માટે પોતે જ જોખમદાર છે.

ત્હારે એવા જનોને સુધારવા માટે આપણે શો યત્ન કરવો તે ગ્રંથકાર કહી બતાવે છે;—

## મૂળ ગાથા.

**काऊण तेसु करुणं—जइ मन्नइ तो पयासए मग्गं ।**
**अह रूसइ तो नियमा—न तेसि दोसं पयासेइ ॥२४॥**

### અર્થ—

તેઓપર કરૂણા લાવીને જો તેઓ માને એમ હોય તો ખરો રસ્તો બતાવવો, પણ જો તેમ કરતાં તેઓ ગુસ્સે થાય તો પછી આપણે ત્હેમના દોષ નહિ પ્રકાશવા. ॥ ૨૪ ॥

### ભાવાર્થ.—

એવા હીનાચારી જનો તરફ પણ આપણે કરૂણા દૃષ્ટિ રાખવી જોઇએ. તેઓ જો આપણી વાતપર ભરોસો રાખી તે માન્ય કરશે એમ **સંભવ** હોય તો ત્હેમને ખરો માર્ગ શો છે તે સમજાવી સુધારવા પ્રયત્ન અવશ્ય કરવો. **દ્વેષભાવ** રાખી કોઈની નિંદા કરવા કરતાં ત્હેની તરફ **કરૂણાદૃષ્ટિ** રાખી ખરી વાત સમજાવી હોય તો, અલબત તે વાત ત્હેને ગળે ઉતરવા સંપૂર્ણ સંભવ છે.

ગમે તેવા વિકરાળ પશુઓ પણ ત્હેમની તરફ હેત બતાવ્યાથી નરમ પડે છે, અને કેળવી શકાય છે. તો મનુષ્ય પ્રાણીપર હિત બુદ્ધિ રાખ્યાથી અલબત ત્હેનાપર સારી અસર થાય ત્હેમાં નવાઈ નથી.

હિતબુદ્ધિથી ખરો માર્ગ બતાવવો એ આપણી ખાસ ફરજ

છે. ખરો માર્ગ નીચે મુજબ સમજાવવો જોઇએ.

આ અતિદુર્લભ મનુષ્યભવ પામવાનો સાર એ છે કે, આપણે એમાં કંઈ પણ સુકૃત્ય કરવું. એટલા માટે જો આપણાથી સંયમ પાળી શકાય તો તે પાળવો એ સૌથી ઉત્તમ માર્ગ છે. કદાચ ઉગ્ર સંયમ આપણાથી નહિ પાળી શકાય તોપણ સ્રીસંગથી દૂર રહી અનાચારમાં નહિ ફસવું, એ તો આપણી ખાસ ફરજ છે. સામાન્ય સજ્જન પણ ત્હેનેજ ગણી શકાય કે જે સુશીળ હોય; ત્હારે આપણે ધર્મગુરૂ કહેવાઇ અનાચાર સેવીએ તો તે મ્હોટામાં મ્હોટી દુષ્ટતા છે. જ્યહાં સુધી આપણે બીજા ગુણોથી હીન છતાં પણ બ્રહ્મચર્યમાં અખંડ છીએ ત્હાં સુધી ધર્મગુરૂ હોવાનો આપણો દાવો યોગ્ય ગણાશે, પણ બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયા તો આપણે કોઇપણ રીતે ગુરૂપદને યોગ્ય નથી. આપણાથી જો શીળ નહિ જ પાળી શકાય તેમ હોય તો જૈનવેષ છોડી **દુર દેશાંતરમાં જઇ** યોગ્ય રીતે સ્રી પરણીને ગૃહસ્થ થઇ રહેવું વ્યાજબી છે; પણ સાધુપણાના ડોળમાં રહી અથવા ગુરૂપદ ધરીને છાની રીતે વ્યભિચાર રૂપી મહાપાપ ચલાવવું એ અધમમાં અધમ કામ છે. ઉત્તમ બ્રહ્મચર્ય અને સત્યવક્તાપણું એ ધર્મગુરૂનાં ખાસ લક્ષણ છે. તે લક્ષણથી આપણે કદાપિ ભ્રષ્ટ થવું જોઇએ નહિ; છતાં બ્રહ્મચર્ય નહિ પળાય તો છાનો અનાચાર નહિ ચલાવતાં નીતિમાર્ગ કાયમ રાખી સદ્‌ગૃહસ્થ થઇને સ્વદારસંતોષી થવું એ સારૂં છે. એથી આદિમાં અલબત આપણી વધુ નિંદા થશે, પણ પરિણામે આપણે નિષ્કપટી સાબિત થવાથી અનાચારમાં ફસતાં અટકાશું, અને બીજાઓને ખરાબ દાખલા

રૂપ થઈ પડતાં અટકાશું, તેમજ જૈન શાસનને હીનપદ લાગતી પણ અટકશે.

આ રીતે ત્હેમને સમજ આપવા છતાં જો તેવા જનો આપણા તરફ ઉલટા ગુસ્સે થાય તો આપણે મૌન રહી જવું; પરંતુ શ્રી સંઘે ત્હેમને પોતાના સમુદાયથી દૂર કરવાની ફરજ બજાવવી જોઈએ, કે જેથી શાસન કલંકીત ન મનાય.

આ ઉપરથી કોઈને પણ કેળવણી અથવા શિખામણ આપવાનો ઉત્તમ નિયમ એ તારવી શકાય છે કે, **હેતની લાગણીથી,** કારણ સમજાવવા પૂર્વક, શિખનારના હૃદયને વશ કરીને જો કંઈ કેળવણી કે શિખામણ આપવામાં આવે તો તે હેના હૃદયમાં સારી રીતે ઉતરશે.

ન્હાનાં બાળકો અને બાળિકાઓને કેળવતાં આ નિયમ શિક્ષકોએ અવશ્ય ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ત્હેમને તરછોડીને અથવા ગાળો ભાંડીને બોધ આપવો એ તદ્દન અયોગ્ય છે. થયેલી ભૂલ આસ્તેથી સૂચવી, તે માટે માફી બક્ષી, ફરીથી નહિ ભૂલવાની ભલામણ વધુ ઉપયોગી છે. **ન્યાય** સાથે **દયા**ની પણ જરૂર છે. દયા વગરનો ન્યાય અકારો થઈ પડે છે. એથી શિખનારના હૃદયમાં ક્ષોભ થતો નથી; તેથી તે પ્રફુલ્લિત હૃદયથી મુદ્દાની વાત ગ્રહણ કરી શકે છે અને શિક્ષક તરફ પ્રેમભાવના આકર્ષાયો રહે છે.

મધુર વચન એ એક અમુલ્ય વશીકરણ છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**जंपिज्जइ पियवयणं–दिज्जइ दाणं च किज्जए विणओ।**
**छंदे अणुवट्टिज्जइ–अमूलमंतं वसीकरणं ॥ १ ॥**

અર્થાત્, પ્રિય વચન બોલવાં, દાન દેવું, વિનય કરવો, અને સામા ધણીની મરજી સાચવવી એ જડીબુટ્ટી તથા મંત્ર વગરનું ખાસ વશીકરણ છે.

મધુર વાક્યમાં એક જાતની મોહિની રહેલી છે, જે સાંભળનારના હૃદયને ગાળીને એટલું નરમ કરી નાખે છે કે ત્હેનાપર આપણો કાબુ ર્‌હોટી શકે છે.

મધુર વચનથી બોલનારનું વાક્ય પ્રેમથી સાંભળવામાં આવે છે, અને પ્રેમથી સાંભળેલું વાક્ય લાગણીપર અસર કરે છે.

મધુરવાણી અને મીઠી નજરથી જાનવરોપર પણ જાદુઈ અસર થાય છે. ત્હેના પ્રતાપે વિકાળ પશુઓ પણ આપણાપર હેતાળ બને છે અને આપણો હુકમ માથે ચ્હડાવે છે, એ વાત આજકાલના સર્કસો જોનારને ખરેખરી જણાશે. ત્હારે મનુષ્ય પ્રાણીના મનને ત્હેનાથી આકર્ષણ થાય ત્હેમાં આશ્ચર્ય શું ?

માટે માબાપોએ પોતાના બાળકો તરફ મધુરભાષા વાપરવી; શિક્ષકોએ પોતાના વિદ્યાર્થીઓને મધુર વાક્યોથી વિદ્યાગ્રહણ કરાવવી, પતિએ પોતાની પત્નીને મધુર શિખામણથી સુધારવી, અને ધર્મગુરૂઓએ ત્હેમના શિષ્યોને મધુર ઉપદેશથી બોધ આપવો, તેમજ ધર્મજિજ્ઞાસુજનોએ એક બીજા વચ્ચે મધુરવાણીથી જ ચર્ચાપ્રશ્ન કરવા, કે જેથી એકમેકને એક બીજાતરફ અપ્રીતિભાવ ઉત્પન્ન નહિ થાય અને સારગ્રહણ કરી શકાય.

હવે ગ્રંથકાર આજકાલ આ ભારતભૂમિમાં સદ્‌ગુણી પુરૂષોની વિરલતા થતી જોઈને, તેવા પુરૂષોમાં કદાચ પૂર્વે વર્ણવેલા સર્વે

ગુણો નહિ મળી શકતા હોય તો પણ ત્હેનામાં મળી આવતા થોડા પણ ખરેખરા ધાર્મિક ગુણને માટે ત્હેમના તરફ બહુમાન ધરવા ભલામણ કરે છે:—

## મૂળ ગાથા.

**संपइ दूसमसमए-दीसइ थोवो वि जस्स धम्मगुणो।**
**बहुमाणो कायव्वो तस्स सया धम्मबुद्धीए ॥ २५ ॥**

## અર્થ:—

આજના વિષમ વખતમાં જ્હેની પાસે થોડા પણ ધાર્મિક-ગુણ દેખવામાં આવે ત્હેના તરફ હમેશાં ધર્મબુદ્ધિથી બહુમાન બતાવતા રહેવું. ॥ ૨૫ ॥

## ભાવાર્થ:—

જ્હારે જે ક્ષેત્રપ્રદેશમાં સદ્ગુણો નાશ પામતા જાય અને દુર્ગુણો વધતા જાય ત્હારે તે દેશને માટે તે વિષમ સમય કહેવાય છે. આ ભારત ભૂમિમાં પ્રથમ પૂર જોસમાં સદ્ગુણો પ્રકાશતા હતા; પણ આજે દિનપરદિન દુર્ગુણો ફેલાતા જાય છે, માટે આવા વિષમ સમયમાં ખરેખરા ધાર્મિક ગુણો બહુ જવલ્લે દૃષ્ટિગોચર થાય છે. તેટલા માટે આજ કાલ તો જ્હેની પાસે નમુના માત્ર થોડા પણ ખરેખરા સદ્ગુણ રહેલા હોય તે પુરૂષને ધન્યવાદ આપવો જોઇએ. થોડા ઝાઝાનો વિચાર નહિ કરતાં તેવા પુરૂષ તરફ આપણે આપણી ધાર્મિક લાગણીથી પુરતું માન રાખવું જોઇએ.

માટે પુર્વે જે પાસત્થાઓ માટે ભલામણ કરવામાં આવી છે

છે, ત્હેમની પ્રશંસા નહિ કરવી, તે જે વ્યભિચાર જેવા મહાન દોષથી દૂષિત હોય ત્હેમને માટે છે; બાકી જેઓ શેષ ધર્મક્રિયામાં શિથિલ છતાં પણ પૂર્ણ બ્રહ્મચારી અને સત્યવાદી હોઇ નીતિયુક્ત હોય તેવા યતિજનો તરફ યોગ્ય બહુમાન બતાવવામાં વાંધા ભરેલું કાંઇજ નથી.

ટુંકામાં સાર એ છે કે, સજ્જનપણાની ખાત્રી કરવી જોઇએ. જો કોઇપણ મતવાળો અથવા કોઇપણ ગચ્છવાળો અથવા કોઇપણ વેષવાળો સજ્જનપણાથી યુક્ત હોય તો ત્હેના ગુણો તરફ બહુમાન બતાવવું એમાં કશો વાંધો નથી. માત્ર જે દુર્જન હોય ત્હેની નિંદા પ્રશંસાથી વેગળા રહેવું, એમ કહેવાની મતલબ છે.

સજ્જનનાં લક્ષણો આ પ્રમાણે છે:—

**न ब्रूते परदूषणं, परगुणं वक्त्यल्पमप्यन्वहं,**
**संतोषं वहते परर्धिषु पराबाधासु धत्ते शुचं,**
**स्वश्लाघां न करोति, नो उज्झति नयं, नौ चित्यमुल्लंघय-**
**त्युक्तोप्यप्रियमक्षमां न रचयत्येतत् चरित्रं सतां ॥**

## ભાવાર્થ.

જે પુરૂષ પરાયા દૂષણ બોલે નહિ, પરાયા થોડા ગુણને પણ પ્રશંસે, પરની આબાદી જોઇ સંતોષી રહે, પરની પીડા જોઇ કરૂણા ધરે, પોતાની બડાઇ કરે નહિ, નીતિમાર્ગે ચાલે, સભ્યતા સાચવે, અને ગાળો સાંભળીને પણ ગુસ્સે ન થાય તે સજ્જન જાણવો.

સજ્જનપણામાં શીલ, નમ્રતા, સત્યવક્તાપણું, અને પ્રમા-

ષ્કિપણું એ ચાર મુખ્ય ગુણો અવશ્ય હોવા જોઇએ. જ્હેમનામાં એ ગુણોની ન્યૂનતા હોય તેઓ દુર્જન ગણાશે.

આવા સજ્જન પુરૂષોજ જગતનું કલ્યાણ કરી શકે છે. તેઓ જૂદા જૂદા પંથમાં રહ્યા છતાં ધર્મના મૂળ તત્વને પામેલા હોવાથી સરખી રીતે આગળ વધી શકે છે. સજ્જનોનું મન ઉદાર હોય છે. તેઓમાં મિથ્યાભિમાનનો અંશ પણ હોતો નથી. કહ્યું છે કે:—

**अयं निजः परो वेत्ति—गणना लघुचेतसां ।**
**उदारचरितानां तु—वसुधैव कुटुंबकं ॥ १ ॥**

અર્થાત્, આ આપણો અને આ પરાયો એમ ટુંકી અક્કલવાળા હોય તે જ ગણે છે; બાકી મહાન્ પુરૂષો તો પૃથ્વીને પોતાનું કુટુંબ માને છે.

જૈનના ઉત્તમ ગ્રંથોમાં આવા ઉદ્ગારો છતાં આપણે આપણી સાંકડી નજરથી એમ માની લઇએ કે જૈન શિવાય બીજાઓમાં કોઇ સજ્જન હોઇ શકે જ નહિ, જૈનમાં પણ જે શ્વેતાંબરપક્ષી હોય તે જ સજ્જન ગણાય, અને ત્હેમાં પણ જે આપણા ગચ્છને માને અને ત્હેમાં પણ જે અમુક ગુરૂનો જ રાગી હોય તે જ સજ્જન ગણાય; આવી રીતની ટુંકામાં ટુંકી માન્યતા કરી બેસીએ તો આપણા પોતાના અભિમાની આત્મા શિવાય બીજા કોઇને પણ આપણાથી સજ્જન ગણી અથવા કહી નહિ શકાશે.

આ ઉપરથી સર્વ ગચ્છમાં રહેલા સદ્ગુણી મુનિઓ તરફ ગુણાનુરાગ ધરવા માટે ગ્રંથકાર ઉપદેશ કરે છે:—

## મૂળ ગાથા.

जउ परगच्छि सगच्छे-जे संविग्गा बहुस्सुया मुणिणो ।
तेसिं गुणाणुरायं-मा मुंचसु मच्छरप्पहओ ॥ २६ ॥

## અર્થ.

પરાયા ગચ્છમાં અગર પોતાના ગચ્છમાં જે વૈરાગ્યવાન્ અને વિદ્વાન્ મુનિઓ હોય હેમના તરફ મત્સરે ભરાઇ ગુણાનુરાગ મુકતો ના. ॥ ૨૬ ॥

## ભાવાર્થ.

આપણા જૈનના મુખ્ય બે પક્ષ છેઃ—શ્વેતાંબર અને દિગંબર. શ્વેતાંબરમાં પાછા બે વિભાગ છેઃ– મૂર્તિપૂજા માનનાર અને મૂર્તિપૂજા નહિ માનનાર. મૂર્તિપૂજા માનનાર 'દેરાવાસી' કહેવાય છે અને મૂર્તિપૂજા નહિ માનનાર 'સ્થાનકવાસી' કહેવાય છે. દેરાવાસીઓ પાછા જૂદા જૂદા ગચ્છના હોય છેઃ—તપા, ખરતર, આંચળિયા, પૂનમિયા, પાયચંદિયા વિગેરે. સ્થાનકવાસીમાં વળી છ કોટિ, આઠ કોટિ, તેરાપંથી વિગેરે ભેદો છે. દિગંબરોમાં પણ તેરાપંથી તથા વીસાપંથી વિગેરે ભેદો છે. આ રીતે એક જૈનના અનેક ફાંટા છે. એ બધા ફાંટામાં આજકાલ ઘણું ભાગે અરસ્પરસમાં મત્સર, ઇર્ષા, અપ્રીતિ, કલહ, અને કુસંપ વિગેરે દુર્ગુણો ફેલાયાથી અનેક તકરારો ઉભી થાય છે, અરસ્પરસમાં ખરાબ વિશેષણો અપાય છે, અને એક બીજાને દુશ્મન માનવામાં આવે છે. આ રીતે શાંતિને બદલે અશાંતિ વધતી જોઇ સમજુ જૈનોએ તે બાબત વિચારવા ગોગ્ય છે. આ અશાંતિનો ભામલો

અટકાવવાનો એક જ ઉપાય છે. તે એ છે કે, આપણે બધા સાથે **સમભાવ** રાખવો. **સમભાવ**થી આપણે એવું જોઇ શકીશું કે હરેક પક્ષમાં જેઓ સદ્ગુણી હશે ત્હેમનું કલ્યાણ થનાર છે. સદ્ગુણો ધારણ કર્યા શિવાય કોઇ પણ પક્ષ તારી શકનાર નથી. માટે હરેક પક્ષમાં અથવા હરેક ફાંટામાં જેઓ સદ્ગુણી સાધુ–શ્રાવકો હોય ત્હેમના તરફ આપણે પ્રીતિભાવ ધારણ કરવો. આ કારણથીજ ગ્રંથકારે આ ગ્રંથની રચના કરી જણાય છે, અને શરૂઆતમાં મધ્યમમાં કટાક્ષો કરતા જઇ આ જગોએ પ્રગટપણે સ્વગચ્છ પરગચ્છનાં નામ લઇ અરસ્પરસ મત્સર મેલીને ગુણાનુરાગ ધારવાનો ઉપદેશ કર્યો છે, માટે આ ગાથા આખા ગ્રંથનો ફલિતાર્થ છે.

જૈનના આજકાલ દેખાતા જૂદા જૂદા ફાંટાઓ વચ્ચે ઐક્ય જમાવવું હોય તો, ત્હેમનું ન્હાની ન્હાની વાંધા ભરેલી બાબતોમાં ચ્હોંટી બેઠેલું લક્ષ્ય ત્હાંથી ખેંચીને તદ્દન વાંધા વગરના સર્વમાન્ય સદ્ગુણો તરફ વાળવું જોઇએ.

જ્હાં સુધી આપણામાં તકરારી બાબતો તરફ વધુ લક્ષ રહેશે ત્હાં સુધી કુસંપનો નાશ થવો મુશ્કેલ છે, અને કુસંપનો નાશ થવા શિવાય આપણી ઉન્નતિ થવી દુર્ઘટ છે. માટે તકરારી બાબતો તથા શક પડતી બાબતોને તાણી તાણીને વિસ્તારમાં લાવવા કરતાં કોરાણે મેલી સર્વમાન્ય અને ખરા સત્ય તરીકે સિદ્ધ રહેલા સદ્ગુણોની જ કથા વિસ્તારવાની જરૂર છે.

આજ કાલ લોકોનું લક્ષ જેટલું દ્રવ્ય ક્રિયા તથા દ્રવ્ય તપ-

રૂપ **દ્રવ્યધર્મ** તરફ મ્હોટેલું છે તેટલુંજ **ભાવધર્મ** તરફ દુર્લક્ષ છે. દાખલા તરીકે, બે વખત દ્રવ્ય સામાયિક કરવા સૌ તૈયાર થશે, પણ **સમતા** ગુણ ધારણ કરવા રૂપ **ભાવ સામાયિક**ને તો વિરલા જ પાળશે. એકાસણા–ઉપવાસરૂપ દ્રવ્ય તપ કરવા–કરાવવા મથશે, પણ **વિનય કે સ્વાધ્યાય**રૂપ અભ્યંતર તપ તો કોઇક જ પકડશે. દયાના ખરડામાં મ્હોટી રકમ ભરી આપશે, પણ **કન્યા-વિક્રય** કરતાં નહિ અટકશે. લીલોતરી ખાવાની બાધા લેશે, પણ **જુઠું બોલવાની** જરૂરી બાધા નહિ લે. રાત્રિભોજનની બાધા લઇ શકશે, પણ **હુક્કાનનો ત્યાગ** તો વિરલાજ કરનાર. દેવદર્શન કરવા તત્પર રહી શકશે, પણ **માબાપના વિનયમાં** કાચા. દેવપૂજા કરશે, પણ **દેવની આજ્ઞા** પાળતાં હડી જશે. માળા જપશે પણ **પર-નિંદામાં** પૂરા. ખમતખામણાં કરશે પણ વૈર લેતાં નહિ ભૂલે. કપાળે તિલક રાખશે પણ વિશ્વાસીને ઠગશે. સ્વામીવત્સલ જ-મણમાં હજારો રૂપિયા ખર્ચશે, પણ પોતાના જ પુત્રોને ભણા-વવાનું ખર્ચ પુરૂં પાડતાં આનાકાની કરશે. આવા અનેક દાખ-લા મળી શકે છે. લોકોમાં દ્રવ્ય ક્રિયાનો જેમ કે વધારો થયેલો દેખાય છે, બહારથી ધર્મની ઉન્નતિ થતી જણાય છે, પણ સ-દ્ગુણોરૂપ ખરા ધર્મનો દિવસે દિવસે લય થતો જાય છે. માટે એના કરતાં તો કદાચ દ્રવ્યક્રિયામાં ઓછા જોડાઇ શકાતું હોય પણ સમતા, શાંતિ, સંપ, મૈત્રી, વિદ્યાવૃદ્ધિ, સુશીલ, વિનય, પ્ર-માણિકતા, સત્યવાદિપણું ઇત્યાદિ ગુણોમાં દિવસે દિવસે આપણી જૈન પ્રજા ઉંચે દરજ્જે ચ્હડતી રહે તો તેથી જ ત્હેની ખરી ઉન્નતિ થશે.

હવે ગ્રંથકાર ગુણવાન્ પુરૂષોના તરફ બહુમાન ધરવાનું ફળ કહી બતાવે છે.

**મૂળ ગાથા.**

**गुणरयण मंडियाणं–बहुमाणं जो करेइ सुद्धमणो ।**
**सुलहा अन्नभवंमिय–तस्स गुणा हुंति नियमेणं ॥ २७ ॥**

**અર્થ.**

ગુણરૂપી રત્નોથી શણગારાયલા પુરૂષોનું જે શુદ્ધ મનથી બહુમાન કરે, ત્હેને વળતા ભવે તે તે ગુણો સુલભ થઇ પડે છે. ॥૨૭॥

**ભાવાર્થ.**

આ જગતમાં રત્નો સૌ ચીજ કરતાં કીમતી હોય છે, અને તેઓ ઊંચા શણગાર સજવામાં ખાસ ઉપયોગી ગણાય છે. એ જ રીતે આ જગતમાં ગુણો અતિશય કીમતી છે, માટે ત્હેમને રત્નની ઉપમા અપાય છે. રત્નોથી શારીરિક **દ્રવ્ય-શોભા** થાય છે, પણ ગુણરૂપી રત્નોથી તો ખાસ **ભાવશોભા** થાય છે, તેથી પરમાર્થે ગુણોનો શ્રૃંગાર ધારવાની દરેક મનુષ્યની ફરજ છે.

કદાચ આપણે કમનશીબ હોવાથી ગુણોરૂપ રત્નોને પ્રાપ્ત કરવામાં પ્રમાદ પડતા હોઇએ તો પણ જેઓ ભાગ્યશાળી હોઇને ગુણોનો શ્રૃંગાર ધારણ કરતા હોય ત્હેમનું આપણે બહુમાન કરતા રહેવું જોઇએ. એમ કર્યાથી આપણને આ ભવમાં અગર નહિ તો ભવાંતરમાં પણ ગુણ રૂપ રત્નોની અવશ્ય પ્રાપ્તિ થશે. કારણ કે શાસ્ત્રમાં કહેલું છે કે:—

धम्माणं विहिजोगो–विहि पक्खाराहगा सया धन्ना ।
विहि बहुमाणी धन्ना—विहि पक्ख अदूसगा धन्ना. ॥

અર્થઃ—

વિધિ એટલે દ્રવ્ય અને ભાવની પૂરતી વિશુદ્ધિ, તેવા વિશુદ્ધિનો યોગ મળવો એ ખરેખરા ભાગ્યશાળીપણાની નિશાની છે; માટે તેવો યોગ મ્હેમને મળ્યો હોય તે ખરા ભાગ્યશાળી જાણવા. પરંતુ જેઓ તેવા ભાગ્યશાળી પુરૂષોનો પક્ષ પકડીને ત્હેમની સેવા કરનાર હોય તેઓ પણ ભાગ્યશાળીજ સમજવા. કદાચ તેવા જનોની નિરંતર સેવા પણ નહિ કરી શકાતી હોય છતાં ત્હેમના તરફ મ્હેમને હૃદયમાં પૂર્ણ પ્રેમ રહેતો હોય તેઓ પણ ઘણે અંશે ભાગ્યવાન્ જાણવા; અને છેવટે જેઓ ત્હેમની નિંદા નહિ કરે તેઓ પણ કેટલેક અંશે ભાગ્યવાન્ છે.

માટે આપણે કદાચ નિર્ગુણી હોઈએ, તોપણ ગુણીજનોની પ્રશંસા કરી ત્હેમના ગુણોની અનુમોદના કરવી ઉચિત છે. અનુમોદનાથી ભવાંતરમાં તે વસ્તુ આપણને અનાયાસે મળી શકે છે.

શાસ્ત્રમાં ઘણી કથાઓમાં આપણે સાંભળીએ છીએ કે, દાન દેનાર અને અનુમોદનાર બન્ને જણા સદ્‌ગતિએ પહોંચ્યા છે. એ જ રીતે સદ્‌ગુણોની અનુમોદના કરનારને મોડા કે વહેલા પણ ત્હેમની પ્રાપ્તિ થાય છે.

જેમ રૂચિ વધવાથી દરેક ભોજન પ્રિય લાગે છે તથા આપણે પેટ ભરી ખાઈ શકીએ છીએ અને રૂચિ વિના અન્ન ઉપર અભાવ થાય છે; તેમ સદ્‌ગુણો તરફ પણ જેમ જેમ આપણી

પ્રીતિ વધતી જાય છે, તેમ તેમ તેઓને આપણે વધુ ગ્રહણ કરીએ, એ ન્યાયસિદ્ધ વાત છે.

આટલું છતાં એ યાદ રાખવાનું છે કે, આપણે કદાચ ગુણવાન ન હોઈએ તો ગુણવાન જનોના ગુણો તરફ બહુમાન ધરી ભવાંતરે ગુણવાન થઈ શકીશું; પણ જો દોષવાન હોઈશું તો તે નહિ ચાલી શકશે. કેમકે દોષોથી તો દોષોનું જ પોષણ કરાય છે. એટલા માટે ગ્રંથકારે **गुरु गणो** એવું પદ જોડયું છે. તે પદની એ મતલબ છે કે, **નિર્ગુણી** છતાં પણ આપણું મન **નિર્દોષી** તો હોવું જ જોઈએ. જો મન અશુદ્ધ હોય તો ફક્ત મુખ માત્રથી ગુણીજનોનાં ગમે તેટલાં વખાણ ગાયાં, તેથી કંઈ આપણો ઉદ્ધાર થનાર નથી. કારણ કે—“ **मुखमें राम बगलमें छुरी, भगत भए पण दानत बुरी** ” એ કહેવત મુજબ આપણે વર્તન કરીએ, તો શી રીતે આપણો ઉદ્ધાર થાય? તેથી મનને મદ-મત્સર-ઈર્ષ્યા-દ્વેષ-વૈર વિગેરે દોષોથી અપવિત્ર નહિ કરતાં નિર્મળ રાખ્યા શિવાય આપણે કોઈકાળે પણ સદ્ગુણી થઈ શકીએ જ નહિ.

## હૃદયશુદ્ધિની જરૂર.

હૃદયની પવિત્રતા એ જ આપણા ઉદયનું સાધન છે. અપવિત્ર હૃદયવાળા બ્રાહ્મણ કરતાં પવિત્ર હૃદયવાળો જાતે ચાંડાળ હોય તોપણ તે ખરા માર્ગથી વધુ નજીક ગણાશે. મન શુદ્ધ હોય તો તેમાં સદ્ગુણોનાં બીજ રોપાઈને ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે. જેમ કોઈ દરદીને રસાયન ખવરાવી બળવાન કરવો હોય ત્યારે પ્રથમ તેના પેટમાં રહેલો મળ દૂર કરવાની ખાસ જરૂર

રહે છે, અને તેટલા ખાતર હેને જુલાબ આપી મળશોધન કરાવવામાં આવે છે; તેમ સદ્દગુણ રૂપી મહારસાયનથી આત્મબળ વધારવા માટે પહેલાં હૃદયમાંના મદમત્સરાદિ મળો દૂર કરવાની ખાસ જરૂર છે. તેટલા ખાતર મૈત્રી વિગેરે ચાર ભાવનાઓથી હમેશ આપણા હૃદયને પવિત્ર રાખવું જોઇએ.

ધર્મી **કહેવરાવવાના** કરતાં ચુપચુપ ધર્મી **થવામાં** વધુ માલ છે. લોકો આપણને આપણી ધર્મ સંબંધી દોડધામ જોઈ ગમે તેટલા ધર્મી ગણે, પણ આપણું હૃદય જો અપવિત્ર હોય તો ધર્મી ગણાવાથી આપણા આત્માનું કંઇ કલ્યાણ નથી. ખરું કલ્યાણ એ હૃદયની શુદ્ધિથી જ મેળવાય છે. કહેવત પણ ચાલે છે કે "**मन चंगा तो कथरोटमें गंगा.**"

બહારથી આપણે ગમે તેટલાં તપ જપ કરીએ, સામાયિક પડિક્રમણ કરીએ, પૂજન યાત્રા કે દર્શન કરીએ, સાધર્મીઓને જમાડીએ, સંઘ કાઢીએ, અગર દીક્ષા લઇ કેશલુંચન કરીએ, જમીનપર સૂઇએ. ગામેગામ ઉઘાડે પગે ફરીએ કે જંગલમાં રહી મૌનવ્રત પાળીએ, પણ આપણું મન મલિન હોય તો સઘળું નકામું થઇ પડશે. હવે બીજી બાજુ જો મન શુદ્ધ હોય તો પછી બીજી ક્રિયાકરણી કદાચ કમતી કરવામાં આવે તો પણ પરિણામે આપણે આપણી ઉન્નતિ કરવા શક્તિમાન થઇશું.

**ખાલી કીર્તિ મેળવવાનો લોભ રાખવો, મિથ્યાભિમાનથી ભારે ભારે ખર્ચ કરી પોતાની મ્હોટાઈ વધારવા યત્ન કરવો, મ્હોટા ડોળ ઘાલીને બહારથી ધર્મિપણાનો આડંબર બતાવવો, વાદવિવાદ કરીને પો-**

**તાને વિદ્વાન જણાવવાનો વિચાર રાખવો, એ બધી મનની મલિનતા છે.**

આવી વૃત્તિઓ દૂર કરી કેવળ પોતાનું તથા પરનું ખરેખર કલ્યાણ કેમ થાય તેનો વિચાર રાખીને વિવેકપૂર્વક કોઈપણ પવિત્ર કામ કર્યાથી ઇષ્ટફળ મળે છે. માટે દરેક કામ શુદ્ધ મને કરવું જોઈએ.

---

હવે ગ્રંથકાર ગ્રંથની સમાપ્તિમાં ઉપસંહાર કરતા સાથે પોતાના ગુરુના નામનું સ્મરણ કરે છે.

### મૂળ ગાથા.

**एयं गुणाणुरायं—सम्मं जो धरइ धरणि मज्झंमि ।**
**सिरिसोमसुंदरपयं—सो पावइ सव्व नमणिज्जं ॥ २८ ॥**

### અર્થઃ—

આ ગુણાનુરાગને જે પુરુષ સમ્યક્ રીતે આ પૃથ્વીમાં રહી ધારણ કરે તે, શ્રી સોમસુંદર અર્થાત્ શોભતા ચંદ્ર જેવા શાંતિમય અને સર્વને નમનીય (તીર્થંકર રૂપ) પદને પામે.

### ભાવાર્થ.

આ પૃથ્વીતળ પર આવીને આપણે ખરા અંતઃકરણથી અને ખરા પ્રયત્નથી સર્વ ગુણીજનો તરફ સમાન ભાવ ધારણ કરી ઉપર બતાવ્યા પ્રમાણે ગુણાનુરાગ ધરવો જોઈએ.

ગુણાનુરાગ ધરતાં કોઈપણ જાતનો પક્ષપાત રાખવો નકામો છે. ગુણો કોઈના બાપના નથી, તેમજ જન્મ સાથે પણ કોઈ

ગુણોને સંબંધ નથી. જન્મથી બ્રાહ્મણ છતાં કોઇ કોઇ ગુણોથી ભ્રષ્ટ થાય છે અને જન્મથી મ્લેચ્છ છતાં કોઈ કોઈ સદ્ગુણી નિવડે છે. વળી અમુક ધર્મના કાંટા સાથે પણ ગુણોને ખાસ સંબંધ નથી. જેટલા જૈન તેટલા સઘળા સદ્ગુણી જ હોય અથવા બીજો ધર્મ જે પાળતા હોય તે બધા દુષ્ટજ હોવા જોઇએ એમ પણ નથી. કારણ કે નામે જૈન છતાં ઘણા જૈનો દુર્જનપણાથી દૂષિત જણાશે, અને નામે જૈન નહિ છતાં ઘણાં જણો સૌજન્યપણાવાળા દેખાય છે. તેમજ અમુક દેશના જે હોય તે જ ગુણવાન હોઇ શકે. એવો પણ કાંઈ નિયમ નથી.

તેથી નાતજાત અથવા પંથ અથવા દેશના પક્ષપાત શિવાય સામાન્યપણે જે કોઈ સજ્જનભાવથી શોભિત હોય તેવા પુરુષના ઉત્તમ ગુણો તરફ આપણે સમભાવથી અને શુદ્ધ મનથી પ્રેમ ધારણ કરી હેમના ગુણોની પ્રશંસા કરવી જોઇએ.

આવી રીતે ઉદારભાવથી ગુણાનુરાગ કરતાં આપણું મન દિવસે દિવસે વધુ શાંત થતું જઇ હેમાં ઉત્તમ ક્ષમા, ઉત્તમ માર્દવ, ઉત્તમ આર્જવ, અને ઉત્તમ સંતોષ વિગેરે સદ્ગુણોનો વધારો થતો જશે, જ્હેને પ્રતાપે પરમ શાંતિભાવથી શોભિત અને શત્રુમિત્રના ઉપર પણ સમાનદૃષ્ટિ ધારણ કરવામાં પ્રખ્યાત એવું તીર્થંકરપદ પામી શકાશે.

તીર્થંકર દેવની ક્ષમા અને મૈત્રી સર્વોત્કૃષ્ટ હોય છે. તેઓ રાજાને બોધે છે તે રીતે રંકને બોધે છે, મિત્રને બોધે છે તે જ રીતે શત્રુને બોધે છે, જે રીતે મનુષ્યોપર દયાભાવ રાખે છે

તે જ રીતે જંતુમાત્ર તરફ દયા રાખે છે. હેમનો સિદ્ધાંત સદ્ગુણોથીજ વ્યાપ્ત હોય છે. આખા જગતનું કલ્યાણ સાધવું એજ હેમનો ઉદ્દેશ હોય છે. તેઓ દરેકનું હિત ચહાતા હોવાથી જગદ્વત્સલ ગણાય છે.

પરસ્પર લડતા અતાંધ પુરૂષોને એક બીજાનું ખંડન કરતા જોઈ તીર્થંકર દેવ હેમને બોધે છે કે, હમે બધા એક થાઓ એટલે પૂર્ણ સત્ય પામશો. તીર્થંકર દેવનો પરમ સિદ્ધાંત એ છે કે—

**समवाए सम्मत्तं—एगंते होइ मिच्छत्तं.**

એટલે કે, દ્રવ્યાદિકના એક એક પક્ષને તાણીને એકાંત પોતાના પક્ષનેજ સાચું માની લઈ વાસ્તવિક વિચારપર ન જવાથી હેમાં મિથ્યાત્વની પ્રાપ્તિ થાય છે, અને તેજ સર્વેની વાતના વિચારને એકત્ર કરી યોગ્ય રીતે તે તે અંશે વિચાર કરવામાં આવે તો તેથી સમ્યકત્વ પ્રાપ્ત થઈ શકે છે.

આ રીતે સર્વ નયો તરફ સમાનદૃષ્ટિ રાખીને મધ્યસ્થપણે ઉભા રહી સર્વનયોથી ભરપુર બોધ આપવો એ તીર્થંકર દેવની વાણીનું રહસ્ય છે. તેઓનો સિદ્ધાંત દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની અપેક્ષાથી ભરપૂર છે, તેથી જ તે એકાંતથી રહિત હોઈ સ્યાદ્વાદથી શોભિત હોય છે.

તીર્થંકરદેવની આજ્ઞામાં એકાંતે અમુક વાતની હા અથવા અમુક વાતનો નિષેધ હોતો નથી. કિંતુ જે રીતે ગુણોનું પોષણ અને દોષોની નિવૃત્તિ થાય તે રીતે પ્રવર્ત્તવાની આજ્ઞા હોય છે; જે માટે કહેવામાં આવે છે કે:—

**सव्वं नाणुन्नायं—सव्व निसेहो य पवयणे नत्थि,**
**आयं वयं तुलिज्जा—लाहाकंखि व्व वाणियओ.**

અર્થાત્, તીર્થંકર દેવના પ્રવચનમાં સર્વ બાબતોમાં આય વ્યયનો એટલે કે લાભાલાભનો તોલ કરી લાભ વધુ થાય તેમ પ્રવર્તાવાનો ઉપદેશ હોય છે.

તીર્થંકર દેવનો સિદ્ધાંત સદ્‌ગુણોના મૂળતત્વો પર પ્રકાશ પાડે છે. હેમાં સદ્‌ગુણોની જગતમાં શી રીતે વૃદ્ધિ થાય તે સંબંધી વિચારો હોય છે. એ સિદ્ધાંત સત્ય, ન્યાય અને દયાનો હિમાયતી હોય છે. હમેશાં જે સત્ય હોય હેનો જ સ્વિકાર કરવો, એ હેમની મૂળ આજ્ઞા છે.

હેમનો સિદ્ધાંત પ્રમાણોથી અબાધિત હોવાથી સર્વમાન્ય છે.

આવા પરમશાંત, પરમ મૈત્રીભાવને વધારનાર, ઉદાર આશયવાન્, સદ્‌ગુણમય ધર્મસ્થાપક, સમતાસમુદ્ર શ્રીમાન્ તીર્થંકર દેવનું ઉત્તમ પદ પામવું હોય તો આપણે પણ તેવાજ ગુણો તરફ પ્રીતિ ધારણ કરવી જોઇએ.

તીર્થંકર દેવ સંપૂર્ણ સદ્‌ગુણી હોવાથી સર્વ જગતને તેઓ પૂજનીય થાય છે. આવું મહાનપદ સદ્‌ગુણોના સેવનથી જ મેળવી શકાય છે. માટે પ્રત્ય ધર્માર્થી જનોએ પોતાના હૃદયમાં હમેશાં ગુણાનુરાગ ધરવો.

આ રીતે ગુણાનુરાગને માટે ગ્રંથકારે ઉત્તમ બોધ આપીને આપણા ઉપર મહા ઉપકાર કર્યો છે. હેમણે "**सिरिसोमसुं-**

**वरपयं** " એ પદથી પોતાના ગુરૂ શ્રી સોમસુંદરસૂરિનું સ્મરણ કર્યું છે. સોમસુંદરસૂરિ બહુ શાંત દાંત હતા, તેથી ત્હેમના તે ગુણોની છાયા ત્હેમના શિષ્યોમાં પડે એ સ્વાભાવિક છે. ત્હેમને ઘણા શિષ્યો હતા, જેઓમાં શ્રી મુનિસુંદરસૂરિ મુખ્ય હતા. શ્રી મુનિસુંદરસૂરિ પણ બહુજ ઉદાર-આશયી હતા, એમ ત્હેમના રચેલા 'ઉપદેશ રત્નાકર' ગ્રંથ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે. આ ગ્રંથના કર્તા શ્રી જિનહર્ષગણિ પણ ઘણા ઉદાર આશયવાન સિદ્ધ થાય છે. ત્હેમણે આ 'ગુણાનુરાગ' નામનું ન્હાનું પણ ઉપયોગી કુલક રચીને આપણને ઉત્તમ બોધ આપ્યો છે. આવા ગ્રંથોનો આપણી જૈન પ્રજામાં અવશ્ય ફેલાવો થવો જોઇએ, એટલું જ નહિ પણ આપણી જૈનશાળાઓમાં આવા ગ્રંથના ઉત્તમ વિચારો બાળકોના મનમાં સારી રીતે ઠસાવવા જોઇએ.

સદ્ગુણપ્રાપ્તિનો ઉપાય ગુણાનુરાગ જ છે અને એ ગુણાનુરાગ વિસ્તારથી આ પુસ્તકમાં વર્ણવવામાં આવ્યો છે. હવે માત્ર એટલી જ આશા રાખી આ ઉપદેશ પુરો કરવામાં આવે છે કે, આપણા જૈનોમાં હાલમાં ચાલતી હુંસાતુંસી અને વિરોધભાવ દૂર થાઓ, તકરારો વડે 'પ્રભાવક' માં ખપવાની લોલુપતા અદૃશ્ય થાઓ અને સર્વની દ્રષ્ટિ સદ્ગુણ તરફ જ કેન્દ્રિભૂત થાઓ, કે જ્હેને પરિણામે દરેક જૈન ધર્માત્મા બને અને જૈનધર્મ વધારે તેજોમય દેખાય. અસ્તુ !

# ‘કેળવણી’ના પગથીએ પુષ્પાંજલી.

આ દુનિયામાં એવી કોઈ દેવી હોય કે જ્હેના દેવળના પગથીએ પુષ્પો વેરવામાં હરેક **પ્રજા** અને હરેક **જમાના**એ વડાઈ માની હોય તો તે ‘કેળવણી’ જ છે. જૈનો અને વેદાંતીઓ, પારસીઓ અને ઇશાંઇઓ, વામમાર્ગીઓ અને અન્ય વિવિધ માર્ગીઓએ ‘કેળવણી’ દેવીની ભક્તિમાં જેટલો **ધર્મ** માન્યો છે તેટલોજ હિંદ અને યુરોપ, અમેરીકા અને જાપાન, રૂશિયા અને આફ્રિકાએ પણ માન્યો છે. **સર્વની સામાન્ય** એવી એ માતા સર્વ ભક્તોને **જૂદા જૂદા રૂપમાં દર્શન દે છે.** એના પૂજારા પૈકી કોઈ જડવાદી તો કોઇ આત્મવાદી છે, કોઇ ક્રિયાવાદી તો કોઈ જ્ઞાનવાદી છે, કોઇ અત્યંત વ્હેમી ( Superstitious ) તો કોઇ તદ્દન નાસ્તિક છે. આમ જૂદા જૂદા સ્વભાવો એક દેવીના પૂજારા હોવા છતાં, એટલું અભિનંદનીય છે કે, જેમ મહાવીર અને રામની ભક્તિની રીતો માટે હમેશ હજારો ભક્તો ( ! ) માં મારામારી ચાલી રહે છે તેમ આ દેવીના ભક્તોમાં મારામારીના પ્રસંગ કદી આવતો નથી: પરંતુ તેથી ઉલટું, એક ભક્ત જે રિત્યે ભક્તિ કરતો હોય તે જોવા—જાણવા, ત્હેની કસોટી કરવા અને તે ઉત્તમ જણાય તો ત્હેનું અનુકરણ કરવા બીજા ભક્તો હમેશ ઉમંગી જોવામાં આવે છે. દાખલ તરીકે, ગોરી ચામડીએ ‘કેળવણી’ દેવીની કીર્તિ ફેલાવવા માટે જડ એવા પરમાણુઓને એવી રીતે ગોઠવ્યા કે તેઓ હાલતા—ચાલતા—બોલતા પુદ્ગળ બન્યા અને પછી ત્હેમને એન્જીન, સ્ટીમર, ફોનોગ્રાફ એવાં નામ આપી દેવી આગળ ધર્યાં. તુરતજ ઘઉંવર્ણી ચામડીએ દેવીની આ પૂજાવિધિ જોઇ, વખાણી અને શિખ-

વા માંડી. હજી તે શિખાઉ છે, પણ ધીમે ધીમે આગળી વધે છે. તે-વીજ રીતે ઘઉંવર્ણી ચામડીએ અનંત શક્તિમાન ચૈતન્ય ઉપરનું આ-વરણ ધોઇ નાખીને ત્હેને પારદર્શક કરી તે વડે 'કેળવણી' દેવીના દેદાર નીહાળી શકવા માંડયું. ગોરી ચામડીએ તે પૂજાવિધિ જોઇ, પસંદ કરી અને ત્હેના પાઠ લેવા શરૂ કર્યાં.

પરંતુ અદ્યાપિ સુધી એ 'દેવી' ના આંગણે કદી મારામારી કે ગાળાગાળી થઇ નથી. બીજાની વિધિઓ જેવી—ત્હેમાંથી પોતાને ના-પસંદ હોય તે ભાગ દુર કરી પસંદ પડતો ભાગ ગ્રહણ કરવો અને પોતાની પૂજાવિધિના પાઠમાં એ ભાગ ઉમેરી દેવો—એજ 'કેળવણી' દેવીના ભક્તોનો આશય અને રીત છે.

હું પણ એજ મહાદેવીનો ભક્ત હોઇ, મ્હને પણ ઉત્તમોત્તમ વિ-ધિઓ ચૂંટવાની ઇચ્છા થઇ આવે છે. મ્હારા સ્વધર્મીઓને સુધારવા માટે —સુખી કરવા માટે 'કેળવણી' દેવીની આશિસ અવશ્ય જરૂરની છે, માટે કેવી ભક્તિથી તે આશિસ સંપાદન કરી શકાય તે વિચારવું જરૂરનું છે.

હું પ્રથમ 'ઘર' તરફ દ્રષ્ટિ કરીશ. નિશાળો કે જે વિદેશીઓની **વિદેશી** પદ્ધતિથી ચલાવાય છે ત્હાં મ્હારા સ્વધર્મીઓએ જવું પડે છે; ત્હમારા બાપદાદા મૂરખા હતા, ત્હમારા રીતરીવાજ જંગલી છે, ત્હમારો ધર્મ ત્હમને પરદુનિયાની આશામાં રમાડી આ દુનિયાનું સુખ ચૂકાવે છે; એવું શિક્ષણ તે નિશાળોમાં મળે છે. રાજ્ય—સંસાર—ગૃહ—કલા—સ્વાભિ-માન એમાંનું કાંઇ પણ ત્હાં શિખવાતું નથી. ૭ વરસ ગુજરાતી અ-ભ્યાસ અને ૭ વરસ અંગ્રેજી અભ્યાસ—૧૪ વરસ (જીંદગીનો ચોથો ભાગ અને તે પણ સારામાં સારો ભાગ) અભ્યાસ કર્યા પછી ક્ષુદ્રયલ જેવા—ઉગતાંજ સંસારથી કંટાળેલા—જરા જેટલી પણ સ્વતંત્ર બુદ્ધિ પ-હોંચાડવા અશક્ત યુવાનો પાકે છે. એજ દેશમાં અગાઉ 'ગુરૂકુળો' માં

૪—૬ વરસમાં તો કઠીન શાસ્ત્રાભ્યાસ થતા—દેહને દિવ્ય બનાવતા—નીતિ અને ભક્તિની પ્રાપ્તિ કરતા અને બુદ્ધિવંત વીરો પાકતા.

એ તો **અમારી** નિશાળોની વાત થઈ. પણ અમને, અમારાં માબાપને અને અમારાં બાળબચ્ચાંને પણ કેળવનાર **બીજી** એક "નિશાળ" (Institution) છે, તે પણ હું ભુલીશ નહિ. તે નિશાળ અમારા સાધુની છે. ત્હાં અમને હાલ જે શિક્ષણ મળે છે તે ઘણે ભાગે નકામું—કંટાળો આપે એવું—ગપાટા ભરેલું, તત્વજ્ઞાન વિનાનું હોય છે. દયા ખાવા જેટલું ભાષાજ્ઞાન મેળવીને 'ગુરૂ' બનેલાઓ અમને શાસ્ત્રની ભુલભુલામણીઓમાં સહીસલામત શી રીતે દોરી શકે? તેમ છતાં આ 'નિશાળ'નો તપ કાંઇક શિખવા—અનુકરણ કરવા જેવો છે ખરો.

ત્હારે હવે આટલું તો ચોકસ છે કે, અમારી બન્ને 'નિશાળો' —કેળવણી દેવીની પૂજા માટે બંધાયલાં બન્ને 'દેવળો' સુધારાને પાત્ર છે—સુધારવાની જરૂરવાળાં છે અને અમારે બીજી 'નિશાળો'ની રૂઢિનું અનુકરણ દાખલ કરવાની જરૂર છે.

બીજા દેશો અને બીજી પ્રજાઓની 'નિશાળો' અથવા 'દેવળો' તરફ દ્રષ્ટિ કરતાં જણાય છે કે, અમારે નીચેના રસ્તાઓ યોજવા જોઇએ છે.

(૧) વ્યવહારીક કેળવણી માટે **આખા હિંદની સાથે મળીને, પ્રજાકીય ધોરણ ઉપર પ્રજાકીય શિક્ષણ** આપવાની યોજના કરવી જોઇએ છે, જેવી કે બંગાળીઓએ શરૂઆત કરી છે તેવી. ત્હેમાં યાદ શક્તિને ભારે મારવાને બદલે વિચાર શક્તિ ખીલવવી જોઇએ અને વર્તન (Character) નું બંધારણ થાય એવી તાલીમ આપવી જોઇએ. જૂની વિદ્યાનું સંશોધન કરવું જોઇએ અને યુરોપ—અમેરિકા—જાપાન—જર્મનીની વિદ્યાઓની પ્રાપ્તિ કરવી જોઇએ. માત્ર જૈનોની જૂદી હાઇસ્કુલો અને કોલેજો સ્થાપવી એ સહરાના રણમાં પ્યાલો

ડોળી દેવા બરાબર અને હિંદ માતાને દગો દેવા બરાબર કામ છે. એ તદ્દન એકસંપેટા અને ટુંક દ્દષ્ટિના થવા જેવું છે.

( ૨ ) ધાર્મિક કેળવણી માટે દરેક ધર્મે—દરેક શાખાએ પ્રથક પ્રથક કામ કરવું જોઇએ. એમાં ભેળસેળ થવાથી વર્ણસંકરપણું પ્રાયે થાયજ અને ઘણા દાખલામાં એમ બન્યું પણ છે. એક પ્રાંતમાં મુહપતિ બાંધનારા કેટલાક સાધુ મૂર્તિપૂજકોની સાથે અભ્યાસ કરવાથી મૂર્તિનો ગુપ્ત ઉપદેશ કરતા થયા છે. **કાંઇપણ કજીઆ સિવાય**—તકરાર સિવાય શા માટે આપણે દરેક પોતપોતાનું જુદું કામ ન ચલાવી શકીએ તે સમજાતું નથી. આ **માત્ર ધાર્મિક અભ્યાસને માટે** કહેવાય છે.

બીજું, ધાર્મિક કેળવણી આપનાર વર્ગજ સુધારવાની પ્રથમ જરૂર છે. સાધુઓ અને જૈનશાળાના શિક્ષકો એ બન્નેમાં ભાષા જ્ઞાન, મનોબલ, સત્જ્ઞાન અને તત્વજ્ઞાનનો સારો હિસ્સો જોઇએ. એ બન્ને ધંધા પોતાનું પેટ ભરવા માટે નહિ પણ **લોકોનાં** પેટ ભરવા માટે —લોકોનાં આ ભવ તેમજ અન્ય ભવે પેટ ભરવા માટે—**પરોપકારાર્થે** કરવા જોઇએ. અને એટલા માટે એ ધંધા માટે જોઇતી લાયકાત આપનારી 'નિશાળો' અવશ્ય જોઇએ. **'સાધુશાળા' અને 'ટ્રેનીંગ કૉલેજો' વિના જૈન પ્રજાનો ઉદય કોઇ કાળે થવાનો નથી.** હાલ આપણે બુમ પાડીએ કે "સાધુઓ! તમારી ઉપદેશપદ્ધતિ સુધારો સુધારો!" તો એ બુમ નિરર્થક છે. એ કરતાં તો "ભિક્ષુકો! તમે આજને આજ અજબપતિ થઇ જાઓ" એવી બુમ શેરીમાં કરતા ભીખારીઓને સંબોધીને પાડીએ તો વધારે વ્યાજબી ગણાય!

શિખામણ પદ્ધતિ—ઉપદેશ પદ્ધતિ—મનુષ્ય સ્વભાવ એ સર્વ વિષયો ઉપર મહાન ગ્રંથો રચાયા છે. એવા એ ગહન વિષયો છે, તે શું ત્રણ ચાર ચોપડીઓ ભણેલા ઉપદેશકો સમજી શકશે? નહિ, એ જ્ઞાન-

વાળા શિક્ષકોના હાથે એ ઉપદેશકોને બરાબર તાલીમ આપો. જે શાસ્ત્રો તેઓ હમેશ ભણે છે તેનું રહસ્ય—હેતુ ઉંડું તાત્પર્ય જે વડે સમજવા તેઓ સમર્થ બને એવી વિચાર શક્તિ તેમને આપો. અને પછી એ વિચાર શક્તિ વડે મેળવેલું જ્ઞાન વળી પાછું બીજાને સારામાં સારી અસરકારકમાં અસરકારક અને સરળમાં સરળ રીતે આપતાં તેઓને શીખવો. "સાધુ થયો એટલે શિક્ષવાની બહાર ગયો." એમ કહેનારને હું સ્વધર્મદ્રોહી કહું છું. જેઓને શિખવું ન હોય તેઓ ભલે સંથારો કરી ધ્યાનમાં જ આરૂઢ રહી જીંદગી એ ઉત્તમ દશામાં પુરી કરે; પણ જેમને સ-રસ આહાર વહોરવો છે—ખાવો છે, કપડાં પહેરવાં છે, 'જી મહારાજ' કહેવરાવી રાજપદ ભોગવવું છે—'તરણ તારણ' કહેવડાવવું છે તેમને-તેમને તો **એ અલ્પ શક્તિથી** એવું મ્હોટું પદ બથાવી પડવા માટે પ્રાયશ્ચિત લેવુંજ પડશે. નહિ તો કર્મ દેવના પવિત્ર દરબારમાં ઘટીત દંડ ભરવો જ પડશે—અને તેમ ન કરવું હોય તો એ પદને લાયક બનાવનારી કેળવણી લેવીજ જોઇશે. મ્હારે, મ્હને એકલાને માત્ર આ ભવ તરવું છે તેટલા માટે, સાતને સાત ૧૪ વરસ 'કેળવણી' લેવી પડી હતી તેટલી પણ બસ તો ન થઇ. અને ૧૪ વરસ દરમ્યાન જ્યારે હું ભુલો—ચુક કરતો ત્યારે મ્હારા ગુરૂજી મ્હને સોટી ચમકાવી દેતા! રવિવારની રજા પડતી તો એ ૨૪ કલાકમાં શું શું કર્યું એનોએ હિસાબ સોમવારે નિશાશાળમાં જતાં જ ગુરૂજી માગતા! મ્હારે તો હું ૮—૧૦ વરસનો કુમળો બાળ હતો! સોટી ખાતાં મ્હારી આંખમાંથી આંસુની ધારા વહેતી. પણ આજે માત્ર ૨—૩ વરસના અભ્યાસથી 'તરણ—તારણ' બનનારાઓ ૨૪ **કલાક** નહિ પણ ૨૪ **વરસ** કેવી રીતે ગુજારે છે તેનો હિસાબ લેનાર કોઇ નહિ! એ 'મ્હોટાં બાળકો' ને વચનની પણ સોટી લગાડનાર કોઇ નહિ! હજારો ભવ ટાળવા માટે આ એક ભવ સમ-

જાણે, એમ કહેવા છતાં **૨૪ વરસ** 'અભ્યાસ' વગર કહાડી નાખે ત્હેને પુછનાર કોઇ નહિ! 'કેળવણી' કે જ્હેની આંચ વડે આત્માને શુદ્ધ કરતાં કરતાં સો ટચનું સુવર્ણ બનાય છે તે 'કેળવણી' વગરજ ચલાવી લેવું—અને તે પણ દુનિયાને તિલાંજલી આપનારાએ એ કેવું દયા ખાવા જેવું—કેવું હૃદયભેદક છે!

એક **તરફથી** અનુકૂળ ધોરણ પર ચાલતી શાળાઓ અને બીજી તરફથી 'સાધુશાળાઓ' અને 'જૈન ટ્રેનીંગ કોલેજો' સ્થપાય અને ત્હેનો લાભ લેનારા મુનિરાજોની સંખ્યા વધતી જાય તો મ્હારા સ્વદેશીઓની અને સ્વધર્મીઓની દશા ઝટ સુધરે. —'**સ્થાનક રીપોર્ટર.**'

---

# ત્રણ ઉત્તમ છાપાં.

**(૧) 'જૈનસમાચાર' અઠવાડીક પત્ર**—તેમાં ધાર્મિક વિષયો અને સમાચાર ઉપરાંત સંસારસુધારો—રાજ્યદ્વારી—વ્યાપારી વિગેરે વિષયો પણ ચર્ચાય છે. લખાણો તદ્દન સ્વતંત્ર. ૧૯૦૭ ની સાલમાં રૂ. ૫) ની કિંમતનું ૮૦૦ પાનાનું પુસ્તક ભેટ અપાય છે. વાર્ષિક લવાજમ રૂ. ૨।; બહાર ગામ માટે રૂ. ૩)

**(૨) "જૈનહિતેચ્છુ" માસિક પત્ર**—જૈન સૂત્રો, તત્વજ્ઞાન, નીતિને લગતા વિષયો ઉત્તમ શૈલિથી લખાય છે. ૮ વરસમાં સેંકડો પ્રશંસાપત્રો મળ્યાં છે. મુલ્ય રૂ. ૧), પોષ્ટેજ ૦)॥ કીમતી ભેટો મળે છે તે જુદી.

**(૩) "हिंदी जैनहितेच्छु" मासिकपत्र—माळवा पंजाबना सज्जनो माटे खास हिंदीमां; मूल्य रु. १) पोष्टज ०)॥ कीमती भेटो मळे छे.**

## શ્રી. સ્થા. જૈ. જ્ઞાનપ્રસારક મંડળનાં સર્વોપયોગી પુસ્તકો.

૧. **“ હિતશિક્ષા ”** :—નીતિ–ધર્મ–સ્વદેશપ્રેમ–વ્યવહારશુદ્ધિ ઇત્યાદિ ૧૪ વિષયોનો સર્વમાન્ય ઉપદેશ. ( ગાયકવાડી કેળવણી ખાતાએ મંજુર કર્યું છે.) ૧૮૦૦૦ પ્રતો ખપી ગઇ છે. ઘટાડેલી કિંમત ૦—૨—૦.

૨. **“ સમ્યક્ત્વ ” અથવા “ ધર્મનો દરવાજો ”**—સમકિત એટલે સાચું જ્ઞાન અને મિથ્યાત્વ એટલે ઢોંગ એ બેની ઓળખાણ, તેનું વિવેચન, ૫૮સ્થાનક. દેવ–ધર્મ તથા ગુરૂનું સ્વરૂપ, મૂર્તિપૂજાનો સવાલ, તત્વજ્ઞાનનો સાર. એ સર્વનો એમાં સમાવેશ છે. મૂલ્ય ૦—૪—૦.

૩. **“ બાર વ્રત ”** અથવા “ દરેક માણસે આદરવા યોગ્ય નિશ્ચયો. ”—વ્રતના ખુલાસા. વ્રત શા માટે આદરવાં, વ્રત આદર્યાં પછી ઉલ્લંઘન થાય તો શી રીતે નીભાવવાં ? ઇત્યાદિ સમજુતી સાથે. ૦)= ૧૦૦ પ્રતના રૂ. ૮.)

૪. **“ ધર્મતત્વસંગ્રહ ”**—ક્ષમા. નિર્લોભતા. સરલતા, નમ્રતા, નિર્મમત્વ, સત્ય, સંયમ, તપ, જ્ઞાન અને બ્રહ્મચર્યઃ એ ૧૦ પ્રકારના ધર્મનો અચ્છો ઉપદેશ કર્યો છે. રૂ. ૧)

૫. એજન ( હિંદી આવૃત્તિ. ) રૂ. ૧)

૬. **“ નમીરાજ ”**—તત્વજ્ઞાનથી ભરપુર સરળ ઉપદેશી અત્યંત રસીલી નવલકથા. પ્રથમ એક ઉત્તમોત્તમ ગૃહસ્થ તરીકે અને પછી એક મહાન યોગી તરીકે પ્રખ્યાત થયેલા મહાપુરૂષનું ચરિત્ર. રૂ. ૦॥=

૭. **“ સદ્‌ગુણપ્રાપ્તિનો ઉપાય.”**

મળવાનું ઠેકાણું—**‘ જૈન સમાચાર ’ ઑફીસ— અમદાવાદ.**

## વા. મો. શાહ કૃત બીજાં પુસ્તકો, વિગેરે.

---

૧ "**સતી દમયંતી અને તેની વાતમાંથી લેવાની શિખામણો.**"—આવૃત્તિ ૨ જી. સરકારી તેમજ ગાયકવાડી કેળવણી ખાતાએ મંજુર કર્યું છે. પ્રખ્યાત રવીવર્માએ ચીતરેલી દમયંતીની છબી સાથે ૦—૬—૦ (કાચું પુઠું): ૦—૮—૦ (પાકું પુઠું.)

૨. '**મધુમક્ષિકા**'—સંસારવ્યવહાર અને નીતિના રમુજી પત્રો (Letters.) પ્રખ્યાત અંગ્રેજ લેખક એડિસનની પદ્ધતિમાં; મુંબઈ સરકારી ગેઝેટ તેહેને માટે ઉત્તમ મત આપ્યો છે. ૦—૪—૦.

### રા. રા. મોતીલાલ મ. શાહ કૃત.

૧ '**સદુપદેશમાળા**'—નીતિના ૧૪ વિષયોપર ૧૪ રસીલી અને ઉપદેશી વાર્તાઓ. ૦—૮—૦

૨ "**પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક નિષેધક**"—સઘળા ધર્મોનાં શાસ્ત્રો, વૈદક શાસ્ત્ર તથા મહાન પુરૂષોનાં વચનો ઉપરથી પ્રાણીહિંસાનો અને માંસાહારનો નિષેધ સાબીત કર્યો છે. આવૃત્તિ બીજી. ૦—૫—૦; પાકા પુઠાના ૦—૭—૦

૩. "**ગુ. શબ્દાર્થ કોષ.**"— ૦—૧૨—૦

૪. '**આલોચણા**'— ૦—૨—૦

पत्र व्यवहारः— **वाडीलाल मोतीलाल शाह.**

एडिटर, 'जैनसमाचार'—अमदावाद.

---